# આફ્રીકામાં ગુલામી વ્યાપાર.

(ઇ૦ ડી૦ મોરેલ) કૃત બ્લેક મેન્સ.

બર્ડન નામના પુસ્તકના એક ભાગનો
"અનુવાદ."

અનુવાદકઃ-

રત્નસીંહ દીપસીંહ પરમાર.

મુંબઇના કોટમાં એક બોટમાં નંબર ૧૨
મકાનમાં ધી "હીન્દુસ્થાન" પ્રેસ, છા૦
રા૦ છોટાલાલ પરશોતમદાસ ?
છાપ્યું છે અને રત્નસીંહ દીપ.
પરમારે ડભોલી (સુરત) ખાતે
પ્રસીધ કર્યું છે.

# પ્રસ્તાવના.

---

આજે જગત્માંથી ગુલામી નષ્ટ થયેલી ગણાય છે, જ્યારે તે એક સ્વરૂપમાં નષ્ટ થઇ છે ત્યારે બીજા સ્વરૂપમાં તે કાયમજ છે. સબળ રાજ્યોનો નિર્બળ દેશોને તાબામાં રાખવાનો પ્રયત્ન એ મોટા પાયાપર ગુલામીજ છે, તેમજ લખત કરીને લાચાર માણસોને 'પ્લૅન્ટેશનો' ઉપર કામ કરવાની ફરજ પાડવી એ ગુલામી નહી તો બીજું શું છે? પ્રસ્તુત લઘુ ગ્રંથમાં અંગ્રેજો અગાઉ પ્રત્યક્ષ ગુલામી વ્યાપાર કેવી રીતે કરતા હતા હતા અને હાલમાં પરોક્ષ રીતે ગુલામી વ્યાપાર કેવી રીતે કરે છે તે દર્શાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. આ વ્યાપારની સાથે જોડાયેલાં કુટિલ નીતિ, દગા ફટકા, રંક, લાચાર અને અજ્ઞાન સીદીઓપર ગુજરેલા કહેર વગેરેનું વર્ણન [illegible]માં પ્રાપ્ત થશેજ. આ ગ્રંથમાં "બ્લૅકમૅન્સ બર્ડન" [illegible]ગ્રેજી ગ્રંથમાંથી ત્રણ પ્રકરણોનો અનુવાદ આપવામાં [illegible]ને એમાં અમારૂં પોતાનું કશુંજ નથી.

રત્નસિંહ દીપસિંહ પરમાર.
અનુવાદક.

# પ્રથમ પરિચ્છેદ.

## ગુલામી વ્યાપારનું વૃત્તાંત.

ગુલામી વ્યાપાર પોર્ચુગીઝોએ ૧૫ મી શતાબ્દિના મધ્ય ભાગમાં શરૂ કર્યો, તેમની પછી અલ્પ સમયમાં સ્પૅનિયાર્ડો તે વ્યાપાર કરવા લાગ્યા અને ત્યાર બાદ કેટલોક સમય વ્યતીત થયા પછી (૧૫૬૨) અંગ્રેજોએ તે વ્યાપારમાં ઝોકાવ્યું. ત્યાર પછી અનુક્રમે ડચ, (૧૬૨૦ ની આસપાસ) ફ્રેંચ (૧૬૪૦ ની આસપાસ) સ્વીડ્સ ડેન્સ અને પ્રશિયનોએ એ વ્યાપાર હાથ ધર્યો અને એ વ્યાપારની ભયંકર પ્રવૃત્તિઓની પરાકાષ્ઠા ૧૮મી શતાબ્દિમાં થઇ.

એ વ્યાપાર જ્યારે પ્રથમ શરૂ થયો ત્યારે તે દુષ્ટ હેતુઓથી પ્રેરિત થયેલો નહોતો પરંતુ ધર્માંધતા અને સાહસિકવૃત્તિથી પ્રેરિત થયેલો હતો. પોર્ટુગાલનો સુપ્રસિદ્ધ રાજા હેન્રી કે જેને નૌકાશાસ્ત્રીની સંજ્ઞા પ્રાપ્ત થઇ હતી અને જે ઇંગ્લાંડના રાજા તૃતીય એડવર્ડના દૌહિત્રનો પુત્ર થતો હતો તેને ભૌગોલિક શોધની જે લત લાગી હતી તે એક ભયંકર અને દીર્ઘકાલીન દુઃખદ ઘટનાનું મુળ કારણ હતું. રાજા હેન્રીનાં બે શોધક વહાણોના કૅપ્ટનો ૧૪૪૨માં પોતાની સાથે લીસ્બનમાં એક ડઝન આફ્રિકનો લઇ આવ્યા, જેમને તેમણે એક આફ્રિકન ગામ પર બિલકુલ ઉશ્કેરણી મળ્યા વીના કરેલા હુમલા દરમ્યાન પશ્ચિમતટપર પકડયા હતા. ત્યાર પછી એજ પ્રકારનાં અન્ય પરાક્રમો થયાં. આ પરાક્રમોની નોંધ જે પ્રાચીન પોર્ચુગીઝ લેખોમાં મળી આવે છે તે ક્રુઝેડરો (ખ્રિસ્તી ધર્મના રક્ષણાર્થે લડનારાઓ) ના સાહિત્યને મળતા આવે છે. આફ્રિકનો મુર્તિપુજક હતા અને તેટલા માટે ખાનદાન ખ્રિસ્તી અમીરોના બળને માટે સુંદર શિકાર રૂપ હતા. આ અમીરોએ પોતાનાં પોલાદનાં વક્ષસ્ત્રાણો, પાણીદાર તલવારો અને ધનુષ્યબાણો આફ્રિકનોની ખુલ્લી છાતી અને આલ્પકાલીન ભાલાઓની સામે વાપર્યાં. અત્રે અમે આવા એક યુધ્ધનું વર્ણન નમુના તરિકે આપીશું:

"ત્યાર પછી માતાઓ પોતાનાં બાલકોનો ત્યાગ કરી ન્હાસી જતી અને પતિઓ પોતાની પત્નીઓને તજી પલાયન કરી જતા, પ્રત્યેક જણ જેમ જલદી નાશી શકાય તેમ નાશવાને પ્રયત્ન કરતું. કેટલાંક માણસો પાણીમાં ડુબી જતાં, કેટલાંક પોતાનાં છાપરાંમાં છુપાઇને બચવાનો પ્રયત્ન કરતાં, કેટલાંક માણસો પોતાનાં બાલકોને બચાવવાની આશાથી સામુદ્રિક કચરામાં સંતાડતાં, જ્યાંથી આપણા માણસો પાછળથી તેમને શોધી કાઢતા અને અંતે આપણો પ્રભૂ કે જે પ્રત્યેક સત્કાર્યનો બદલો આપે છે તેને તેમણે તેની સેવાને માટે કરેલા શ્રમને માટે તે દિવસે તેમને તેમના શત્રુઓ ઉપર વિજય આપવાની તથા તેમના સમસ્ત પરિશ્રમ અને ખર્ચનો બદલો આપવાની ઇચ્છા થઇ, અને તેથી તેમણે પુરુષો, સ્ત્રીઓ અને બાલકો મળી ૧૬૫ આફ્રિકનોને કેદ પકડયા અને સંખ્યાબંધ માણસોનો વધ કર્યો અને જ્યારે યુદ્ધનો અંત આવ્યો ત્યારે સઘળાએ બહુ થોડી હાનિસહિત તેમને વિજય આપી તેમના પર કરેલી મહાન કૃપાને માટે પ્રભુની સ્તુતિ કરી તે સઘળા પરમ આનંદ પામ્યા અને પ્રભુએ તેની મુઠીભર ખ્રિસ્તી પ્રજાને આવી મદદ કરવાની કૃપા કરી તે માટે તેમણે જોરથી તેની સ્તુતિ કરી."

આ પ્રકારે યુરોપિયનોએ આફ્રિકનોને પ્રથમ "ખુશ ખબર" આપી હતી. અલ્પ સમયમાં તેમની ખાત્રી થઇ કે આફ્રિકનોને ખ્રિસ્તી બનાવવાથી આધ્યાત્મિક આનંદ પ્રાપ્ત થતો હતો એટલુંજ નહી પરંતુ તેમાં ઉપયોગિતાનો અંશ પણ સમાયેલો હતો. આફ્રિકાનો ઉત્તમ મજુર બની શકતા હતા. ત્યાર પછી જે જે વહાણો પાછાં ફરતાં તે દુઃખી કેદીઓનો પોતાનો હિસ્સો લઇનેજ આવતાં અને ગુલામી વ્યાપાર ધમધોકાર ચાલવા માંડયો; દક્ષિણ પોર્ટુગાલમાં લાગોસ ગુલામોનું મુખ્ય બજાર બન્યું.

આ પ્રથમ ભૂમિકા હતી. કોલમ્બસે અમેરિકા શોધી કાઢયો અને હાઇટીદ્વીપ કે જેને સ્પેનિયાર્ડોએ હીસ્પાનિયોલા નામ

આવ્યું હતું. તેમાં સુવર્ણની શોધ થઇ ત્યારથી બીજી ઝુંબેશ શરૂ થઇ. જંગલી કૅરિબ અને આરાવાક લોકો કાંતો વશીભુત ન થયા કે કાંતો મજુરો તરિકે નિરુપયોગી નિવડ્યા તેથી સ્પૅનિયાર્ડોએ પોર્ચુગીઝ લોકોની સાથે આફ્રિકનો પુરા પાડવા સંબંધી કરાર કર્યો. આ પ્રકારે ૧૬મી શતાબ્દિના પ્રારંભમાં કાળા માણસોને આટલાંટિક મહાસાગર ઓળંગાવી પેલા "નવીન જગત" માં ફેંકી દેવામાં આવ્યા કે જ્યાં તેમને અવર્ણનીય દુઃખો સહન કરવાં પડ્યાં અને જેને તેમણે પોતાનાં રક્ત, અશ્રુઓ અને પ્રસ્વેદથી કોઇ પણ પ્રકારના સ્વાર્થ વિના અતીવ ફળદ્રુપ બનાવ્યું છે.

કેટલાંક વર્ષો સુધી સ્પૅનિયાર્ડોએ પોર્ચુગીઝોને પોતાના આફ્રિકન ગુલામોના આડતીઆ તરીકે રોકવા ચાલુ રાખ્યા. પરંતુ વેસ્ટ ઇન્ડિઝમાં અને અમેરિકન તલભૂમિપર તેમના વિજયો જેમ જેમ વધતા ગયા તેમ તેમ દેશનાં પ્રાકૃતિક દ્રવ્યો, સોનું, રૂપું, હીરા અને તેજાના લુટવા માટે વીશેષ માનવસામગ્રીની માગણી નિરંતર વૃદ્ધિંગત થતી ગઇ. આથી સ્પૅનિશ રાજાઓએ એક ખાસ કરારોની પ્રણાલિ (Assiento) દાખલ કરી, જેને આંતર્રાષ્ટ્રીય મહત્વ પ્રાપ્ત થયું અને જેની રૂએ તેઓ પોતાના અમેરિકન પ્રદેશો માટે આફ્રિકનો પુરા પાડવાનો ઇજારો પરકીય રાષ્ટ્રો મંડળો અથવા વ્યક્તિઓને આપતા, જેઓ પુનઃ પેટા કંટ્રાક્ટરો રોકતાં. ૧૫૬૨માં જોન હૉકીન્સ નામના અંગ્રેજ પેટા કંટ્રાક્ટરે પ્રથમ આ ધંધામાં ઝોકાવ્યું અને રાણી એલિઝાબેથને અક્રિય ભાગીદાર તરિકે રાખી "જીસસ" નામનું વહાણ કે જે તેને રાણી એલિઝાબેથ તરફથી મળ્યું હતું તેની મદદથી પોતાની ખુની અને લુટારૂ કારકીર્દિ શરૂ કરી. દશ વર્ષ પશ્ચાત તેની આગ્રહી શક્તિઓના બદલા તરિકે એલિઝાબેથે તેને અમીર બનાવ્યો; તત્કાલીન લેખકોએ તેના સંબંધમાં જણાવ્યું છે કે "તે પ્રતિદિન કિનારે જઇ શહેરો બાળતો અને લુટતો અને તેમના નિવાસીઓને પકડી લાવતો."

ત્યાર પછીની શતાબ્દિમાં સ્પેને અમેરિકાનો શહેનશાહી ઇજારો લેવાનો જે પ્રયત્ન કર્યો હતો તે નિષ્ફળ થયો તેમજ પોર્ટુગાલના આફ્રિકન સમુદ્રોનો શહેનશાહી ઇજારો લેવાના પ્રયત્નનો પણ એજ ફેજ થયો. આટલાંટીકના સ્હામા તટપર નવીન બ્રિટિશ અને ફ્રેંચ સામ્રાજયો સ્થાપિત થયાં; ઘણા રાષ્ટ્રોના સાહસિક માણસો નવીન જગત તરફ દોડી ગયા અને અંગ્રેજો, ફ્રેંચો, ડેન્સ તથા વલંદાઓ પશ્ચિમ આફ્રિકનતટ ઉપર અસંખ્ય સ્થળે પ્રભુત્વને માટે લડયા. અને તે સમગ્ર મુદત દરમ્યાન આફ્રિકન માંસ અને રકતનો વ્યાપાર એક સરખી રીતે વધતો રહ્યો. ૧૭ મી શતાબ્દિના મધ્ય ભાગથી અંગ્રેજો પશ્ચિમ તટપરથી અને ભુમધ્યસમુદ્રના મૉરોક્કોવાળા તટપરથી સીધા ગુલામો મોકલવા લાગ્યા, તેઓ પશ્ચિમ તટપરથી "ધિ આફ્રિકન કંપની"ની મારફતે અને ભુમધ્ય સમુદ્રનાતટ-પરથી "ધિ કંપની ઓફ બાર્બરી મર્ચન્ટસ" ની મારફતે ગુલામો મોકલતા. આ કંપનીઓના ડીરેકટરોમાં લીસ્ટર અને વોરિકના અર્લો પણ હતા. ફ્રેંચો, વલંદાઓ અને ડેન્સ પોતાના પશ્ચિમતટપર સ્થાપિત કરેલાં સંસ્થાનોમાંથી પોતાના વેસ્ટ ઇન્ડિઝમાં અને તલભુમીપર આવેલા પ્રદેશોમાં શેરડી અને કોફીના બગિચાઓમાં કામ કરવાને પુષ્કળ ગુલામો મોકલી આપતા. સ્વીડ અને પ્રશિયન લોકોનો ગુલામોનો વ્યાપાર દીર્ઘકાળ સુધી નભ્યો નહિ. એક જર્મન અમીરનો વિચિત્ર અને છુટો પ્રયત્ન પણ નીષ્ફળ થયો.

૧૪૪૨ અને ૧૭૦૦ની વચ્ચે ઘરબારથી વિમુખ કરેલા દુર્ભાગી આફ્રિકનોની કુલ સંખ્યાની અથવા વ્હાણોમાં લાદીને લઇ જતી વખત–પેલા કલંકિત "મધ્ય માર્ગ" માં–મરી ગયેલા માણુસોની કુલ સંખ્યાની તો માત્ર કલ્પનાજ કરી શકાય. "મધ્ય માર્ગ" માં "ગુલામો ફરી શકતા નહિ, વસ્તુત:" તેમને હાલીચાલી ન શકાય એવી રીતે જકડી લેવામાં આવતા હતા અને ગરદન તથા પગોથી તુટક સાથે બાંધવામાં આવતાં હતા. તેઓ ઘણી વાર ગુંગળાઇને મરણ પામ્યા પુર્વે દિવાના બની

જતા, કેટલાક આવેશમાં આવી જઈ શ્વાસ લેવાને વિશેષ અવકાશ મેળવવાની આશાથી અન્યોને મારી નાંખતા. પુરુષો પોતાની પાસેના માણસોને ગળું દબાવીને મારી નાંખતા અને સ્ત્રીઓ એક બીજાના મસ્તકમાં ખીલા ઠોકતી."

આ વ્યાપાર જયારે આંતરાંષ્ટ્રીય અપરાધ બન્યો ત્યારે આ ત્રાસો હજાર ગણા વધી ગયા.

અમેરિકન નોંધોદ્વારા એવી ગણત્રી કરવામાં આવી છે કે અંગ્રેજોએ ૧૬૮૦ થી ૧૭૦૦ પર્યંતનાં વીશ વર્ષોમાં વેસ્ટ ઇન્ડિઝ અને તલભુમીમાં ૩૦૦૦૦૦ આફ્રિકનો મોકલ્યા હતા.

પરંતુ અઢારમી શતાબ્દનો પ્રારંભ થતાં આ વ્યાપારનો પ્રચંડ વિકાસ થયો. તેના પ્રારંભથી બે વર્ષ પુર્વે એ વ્યાપાર "સમસ્ત બ્રિટિશ પ્રજા" ને માટે ખુલ્લો મુકવામાં આવ્યો હતો અને અમેરિકન બગિચાઓ કે જેઓ હવે કેવળ આ આફ્રિકન ગુલામોની મજુરીના પ્રતાપે ઉષ્ણ કટિબંધના માલની પ્રચંડ નિપજ આપતા હતા તેની નિરંતર વધતી જતી માગણીને પહોંચી વળવાને માટે પુષ્કળ સટોળીઆઓ સ્પર્ધા કરતા હતા. જેઓ પ્રત્યક્ષ વ્યાપાર કરતા હતા તેમનાં જોખમો થોડાં ન હોતાં. પરંતુ નફાઓ પણ તેટલાજ મોટા હતા. હવેથી ગુલામી વ્યાપારે "અંગ્રેજી રાજનીતિમાં સૌથી અગ્ર પદ લીધું" અને તે ગ્રેટબ્રિટનની વૈદેશિક રાજનીતિનું મુખ્ય અંગ થઇ પડ્યું. ઉટ્રેકટની સંધિ કે જેણે ૧૭૧૩ માં સ્પૅનિશ રાજવારસાનું નકામું લંબાયેલું યુધ્ધ કે જેમાં ઇંગ્લાંડ, ઓસ્ટ્રિયા અને યુનાઇટેડ નેધર્લેન્ડસે ચતુર્દશ લુઇ તથા પંચમ ફિલિપની સામે બાથ ભીડી હતી તેનો અંત આણ્યો હતો તેમાં આ વાત સ્પષ્ટ રીતે દર્શાવવામાં આવી હતી. આ સંધિના જે ભાગે "સર્વ અંગ્રેજોને પરમ સંતોષ" આપ્યો હતો તે Assiento કરાર હતો કે જે દ્વારા સ્પૅનિશ રાજાઓના ઉપર નિર્દિષ્ટ વ્યવહાર અનુસાર ઇંગ્લાંડે ફિલિપની પાસેથી "સ્પૅનિશ સંસ્થાનોને ગુલામો પુરો પાડવાનો સંપુર્ણ ઇજારો" મેળવ્યો. બ્રિટિશ સરકારે આ ઇજારો સાઉથ સી કંપનીને આપ્યો. "Assiento

કરારદ્વારા મળેલા પુષ્કળ ગુન્હા ભરેલા દ્રવ્યથી યુદ્ધના મહાન નાણાંના ભોગનો ઘણો બદલો વળી રહ્યો." જે પેઢીએ આ કરાર કર્યો તે "ગુલામી વ્યાપારની વૃદ્ધિને અંગ્રેજી વ્યાપારી નીતિનો પ્રધાન ઉદ્દેશ" ગણવા લાગી અને "હજારો સીદી-ઓને પકડવા તથા તેમને અત્યંત દુઃખદાયક ગુલામીમાં નાંખવાના કાર્યને ઉત્તેજન આપવું" એ રાષ્ટ્રીય નીતિનો "પ્રધાન ઉદ્દેશ" થઇ પડયો. વસ્તુતઃ જે સંધિથી યુરોપને અંતે ચંચલ અને અલ્પકાલીન શાંતિ પ્રાપ્ત થઇ હતી તેણે આફ્રિકામાં અતિ ભયંકર, કલ્પનાતીત મોટા તથા નાશકારક યુદ્ધને જન્મ આપ્યો હતો અને "ઇંગ્લાંડને જગતનો મોટો ગુલામોનો વ્યાપારી બનાવ્યો હતો."

આજ સ્થિતિ આખી શતાબ્દિ દરમ્યાન ચાલુ રહી. ચથામે આ વ્યાપારના વિકાસને પોતાની રાજનીતિનો પ્રધાન ઉદ્દેશ બનાવ્યો અને તે "અભીમાન પુર્વક જણાવતો કે આફ્રિકામાંના તેના વિજયોથી પ્રાયઃ સમગ્ર ગુલામી વ્યાપાર અંગ્રેજોના હાથમાં આવ્યો છે." ફ્રાન્સ સાથે થયેલું યુદ્ધ કે જેથી ફ્રાન્સની સામુદ્રિક શકિત નષ્ટ થઇ હતી, ફ્રાન્સનો ગુલામી વ્યાપાર ભાગી પડયો હતો, ફ્રાન્સનું સાંસ્થાનિક સામ્રાજ્ય છિન્નભિન્ન થઇ ગયું હતું અને તે ઇંગ્લાંડના હાથમાં આવ્યું હતું તેનો અંત આવ્યા પછી પિટે પણ તૃતીય જયોર્જના ટેકાવાળા ત્રણ સહકર્મચારીઓનો વિરોધ છતાં વિલ્બર્ફોર્સના પ્રભાવથી પુર્વે જે પક્ષ ગ્રહણ કર્યો હતો તેનો ત્યાગ કર્યો. પરિ-ણામ એ આવ્યું કે "બ્રિટિશ વિજયોને લીધે તથા બ્રિટિશ ધ્વજાના આશ્રયથી ગુલામી વ્યાપાર અગાઉ કરતાં વીશેષ વૃદ્ધિંગત થયો" અને પિટની કારકીર્દિમાં ઇંગ્લાંડનો ગુલામી વ્યાપાર "બે ત્રણગણો વધ્યો."

૧૮મી શતાબ્દિ અને ૧૭મી શતાબ્દિનાં અંતિમ વર્ષો દરમ્યાન ચાલેલા આ વ્યાપાર સંબંધી પુષ્કળ આંકડાઓ ભિન્નભિન્ન સાધનો દ્વારા મળી આવે છે અને તે આપણને તે સમય

દરમ્યાન આફ્રિકામાં—પ્રાયઃ કેવલ પશ્ચિમ આફ્રિકામાં-કરેલી પ્રચંડ ખુવારીની કાંઈક કલ્પના આપે છે. નીચેના આંકડાઓ સૌથી વિશેષ વિશ્વસનીય ગ્રંથોમાંથી લેવામાં આવ્યા છે, પરંતુ તેઓ ક્રમબદ્ધ નથી.

૧૬૬૬-૧૭૬૬-માત્ર અંગ્રેજોએજ બ્રિટિશ, ફ્રેંચ અને સ્પૅનિશ અમેરિકન સંસ્થાનોમાં ત્રીસ લાખ ગુલામો (અઢી લાખ ગુલામો પ્રવાસ દરમ્યાન મરણ પામ્યા હતા) મોકલ્યા હતા.

૧૬૮૦-૧૭૮૬-બ્રિટિશ અમેરિકન સંસ્થાનોમાં ૨૧૩૦૦૦૦ ગુલામો મોકલવામાં આવ્યા હતા અને જમૈકામાંજ ૬૧૦૦૦૦ ગુલામો ખપી ગયા હતા.

૧૭૧૬-૧૭૫૬-સમસ્ત અમેરિકન સંસ્થાનોમાં દર વર્ષે સરાસરી ૭૦૦૦૦ ગુલામો મોકલવામાં આવતા હતા. કુલ ૩૫૦૦૦૦૦ ગુલામો મોકલવામાં આવ્યા હતા.

૧૭૫૨-૧૭૬૨-એકલા જમૈકામાંજ ૭૧૧૧૫ ગુલામો મોકલવામાં આવ્યા હતા.

૧૭૫૯-૧૭૬૨-એકલા ગ્વાડેલુપમાંજ ૪૦૦૦૦ ગુલામો મોકલવામાં આવ્યા હતા.

૧૭૭૬-૧૮૦૦-દર વર્ષે સરાસરી ૭૮૦૦૦ ગુલામો સમસ્ત અમેરિકન સંસ્થાનોમાં મોકલવામાં આવતા હતા. કુલ ૧૮૫૦૦૦૦ ગુલામો મોકલ્યા હતા. (દર વર્ષે સરાસરી અંગ્રેજોએ ૩૮૦૦૦, પોર્તુગીઝોએ ૧૦૦૦૦, વલંદાઓએ ૪૦૦૦, ફ્રેંચો એ ૨૦૦૦૦ અને ડેનોએ ૨૦૦૦ ગુલામો મોકલ્યા હતા.)

નિર્વાચિત ઉદાહરણો લેવાથી આ વ્યાપારમાં કેટલા નફા મળતા હતા તેની કાંઈક કલ્પના આવશે. ૧૭૩૦ થી લિવર્પુલ અનેક કારણોથી લંડન અને બ્રિસ્ટોલ એ ઉભયને પાછળ નાંખી દઈ આ વ્યાપારનું મુખ્ય અંગ્રેજી મથક બન્યું. ૧૭૮૩ થી ૧૭૯૩ પર્યંતનાં અગીઆર વર્ષોમાં લિવર્પુલનાં ૯૨૧ વહાણો ગુલામો લઈ જવામાં રોકાયાં હતાં. તેઓ ૩૦૩૭૩૭ ગુલામો લઈ ગયાં હતાં, જેની કુલ કિંમત ૧૫૧૮૬૫૦ પૌંડ હતી. આ

અગીઆર વર્ષોમાં જુદી જુદી જાતનો ૧૫ ટકા ખર્ચ બાદ જતાં લિવર્પુલને ચોખ્ખો નફો ૧૨૨૯૪૧૧૬ પૌંડ થયો અર્થાત દર વર્ષે સરાસરી ૧૧૧૭૬૪૭ પૌંડ નફો થયો. આ વ્યાપારમાં પ્રત્યક્ષ રોકાયેલા માણસોને ચોખ્ખો નફો ૨૩૬૧૪૫૫ પૌંડ ૬ શિલિંગ ૧ પૈન્સ અર્થાત દર વર્ષે સરાસરી ૨૧૪૬૭૭ પૌંડ ૧૫ શિલિંગ ૧ પેન્સ થયો હતો.

વ્યાપારીઓને અલબત્ત બમણો નફો મળતો. જ્યારે તેઓ વેસ્ટ ઇન્ડિઝમાં ગુલામોને વેચી નાંખતા ત્યારે તેમને તેમની કિમ્મત ઉપર નફો મળતો અને આફ્રિકામાં ગુલામોની ખરીદીને માટે બ્રિટિશ બનાવટનો માલ—ઘણે અંશે સુતરાઉ માલ—આપવામાં નફો મળતો. માંચેસ્ટરના વ્યાપારીઓ ઘણે અંશે આ પ્રકારે આફ્રિકામાં પોતાનો માલ—ખપાવી નફો મેળવતા. એવી ગણત્રી કરવામાં આવી છે કે ૧૭૫૦ થી ૧૮૦૦ પર્યંત-લિવર્પુલ બંદરનાં વહાણોનો ચોથો ભાગ ગુલામી વ્યાપારમાં રોકાયો હતો. બ્રિટિશ ગુલામી વ્યાપારનો ⅗ ભાગ અને જગતના કુલ ગુલામી વ્યાપારનો ⅜ ભાગ લિવર્પુલના હાથમાં હતો.

આફ્રિકામાં ગુલામો મેળવવામાં જે ત્રાસો અને ખુવારી સમાયેલાં હતાં તેની અથવા વેસ્ટ ઇન્ડિઝમાં અને અમેરિકાની તલણુમાપર તેમના પ્રત્યે જે ક્રૂર વર્તન ચલાવવામાં આવતું હતું તેની સાચી કલ્પના અલબત્ત આ આંકડાઓદ્વારા મળતી નથી. આ વ્યાપાર એટલો બધો વધી ગયો હતો કે ગોરાઓ તટની છેક નિકટના પ્રદેશમાં સીદીઓને પકડવાને હુમલા કરતા તેથી તેની આવશ્યકતાઓને બિલકુલ પહોંચી વળી શકાતું ન હોતું. પારસ્પરિક યુધ્ધોની ગોઠવણ કરીને યુરોપિયનોને જેમાં પ્રવેશ કરવા દેવામાં આવતો નહોતો તેવા પ્રદેશનાં દ્વાર ઉઘાડવાં પડતાં હતાં. સમય જતાં સેનેગાલથી કોંગો સુધીનો અને તેની પણ દક્ષિણ સુધીનો સમગ્ર બહોળો પ્રદેશ સતત પારસ્પરિક યુધ્ધોથી ખળભળી ઉઠયો. દેશના સૌથી વિશેષ વસ્તીવાળા અને ફળદ્રુપ ભાગોમાં એક નાકાથી બીજા નાકા સુધી ભારે ખળભળાટ મચી રહ્યો. એક જાતિને બીજી જાતી સાથે લડવાને અને એક

પ્રજાને બીજી પ્રજા ઉપર આક્રમણ કરવાને લાંચ આપવામાં આવી. પ્રત્યેક દેશી સરદારને તેમજ તેની પ્રત્યેક રૈયતને તેના પાડોશીના ભોગે લાભ મેળવવાની આશા આપવામાં આવી. જાતિજાતિ વચ્ચેના કલહો અને વ્યકિત–વ્યકિત વચ્ચેના તિરસ્કારો વધી પડયા અને બંદુકોથી સજ્જ થઇ આક્રમણકારોના સંગઠિત ટોળાંઓ વિસ્તૃત પ્રદેશોને નિયમીત રીતે લુટવા અને અંગ્રેજ વ્યાપારીઓને માટે બલિઓ મેળવવા લાગ્યાં. જે વિસ્તૃત પ્રદેશોમાં ગોરાનો ચ્હેરો કદિ જોવામાં આવ્યો નહોતો તેમાં એકાદ દુષ્ટ રાક્ષસની પેઠે આ અંગ્રેજ વ્યાપારીઓની નાશકારક સત્તા ફેલાયેલી હતી. આ વ્યાપારથી વ્યકિતઓને અંગત શત્રુતા સંતોષવાનું તથા ખાનગી વેર લેવાનું સાધન મળ્યું.

આ નિરંતર યુદ્ધથી જે પ્રત્યક્ષ મરણો અનિવાર્ય રીતે થતાં તેની સંખ્યા મોટી હોવી જોઇએ, અને તે ઉપરાંત યુદ્ધને લીધે થતા પાક અને અનાજના નાશથી તથા તે દ્વારા થતા ભુખમરાથી પરોક્ષ મરણો પણ થતાં. શૃંખલાબદ્ધ કેદીઓના સતત પ્રવાહને ભૂમી અને જલપર સેંકડો માઇલોનો પ્રવાસ કરાવી કિનારે લઇ જતાં તેથી પણ વિશેષ નુકસાન થતું હશે. એવો અડસટો કાઢવામાં આવ્યો છે કે કેદીઓનો પ્રાયઃ ત્રીસ ટકા ભાગ કિનારે પહોંચ્યા પુર્વે મરણ પામતો અને જે થાકીને લોથપોથ બની ગયેલા કૃશ માણુસો બચતા તેમને વહાણુમાં લાદ્યા પુર્વે ડેપોમાં ઢોરની પેઠે પુરવામાં આવતા. વહાણુમાં લાદવામાં આવ્યા પછી "મધ્ય માર્ગ" નાં એથી પણ વિશેષ ભયંકર દુઃખો શરૂ થતાં.

આ આખી શતાબ્દિ દરમ્યાન આ નવીન વાવાઝોડાએ પશ્ચિમ આફ્રિકાનાં જંગલો, મેદાનો અને ખીણોમાં ભયંકર પાયમાલી કરી અને "નવીન" ખંડના દુરસ્થ કિનારાઓ ઉપર માનવ માલ ઠાલવ્યો. ઉત્તર અમેરિકાના સાંસ્થાનિકો ઇંગ્લાંડ તેમના દેશમાં જે કાળા માણુસોને ઠાલવતો હતો તે પ્રત્યે બહુ તિરસ્કાર ધરાવતા હતા, પરંતુ ઇંગ્લાંડના શાસકો

અહંકાર અને ક્રૂરતા પુર્વક તેનો અનાદર કરતા હતા; ઇંગ્લાંડે આ નીતિ સ્વાતંત્ર્ય યુદ્ધના પ્રારંભ પર્યંત આગ્રહપુર્વક ચાલુ રાખી. ૧૭૭૫માં આવી એક ફરિયાદના પ્રત્યુત્તરમાં સંસ્થાનોના સચિવ લૉર્ડ ડાર્ટમાઉથે જણાવ્યું હતું "અમે રાષ્ટ્રને આટલો બધો લાભ કરનારો વ્યાપાર અટકાવવાની કે તેને લેશ પણ પાંગળો બનાવવાની પરવાનગી સંસ્થાનોને ન આપી શકીએ."

ઉટ્રેક્ટની સંધી પછી રાષ્ટ્રની જે નિશ્ચિત રાજનીતિ બની હતી તેને લૉર્ડ ડાર્ટમાઉથ માત્ર પ્રતિબિંબિત કરતો હતો. તેને તત્કાલીન લોકમતનો ટેકો હતો. રાજાઓ, અમીરો, વ્યાપારીઓ અને ધર્માચાર્યો એક સરખી રીતે ગુલામી વ્યાપારને ઉત્તેજન આપતા હતા અને તેમાંથી પ્રત્યક્ષ લાભ મેળવતા હતા. કહે છે કે રાણી આનને તેની સુપ્રસિદ્ધ પુર્વાધિકારિણીની પેઠે આ વ્યાપારમાંથી પોતાનું સ્રીધન વધારવાને વાંધો નહોતો. ધાર્મિક રાજા વિલિયમનો એક કાયદો જણાવે છે કે "આ વ્યાપાર રાજ્યને બહુ લાભકારક હતો." દ્વિતીય જ્યૉર્જનો બીજો એક કાયદો જણાવે છે કે "આ વ્યાપાર ગ્રેટ બ્રિટનને બહુ લાભ દાયક હતો" અને "બગીચાઓને માટે આવશ્યક હતો." "ખ્રિસ્તી ધર્મ પ્રસારક મંડળ" શેઠો તરિકે વેસ્ટઇન્ડિઝમાં પોતાના ગુલામોની મજુરીમાંથી કમાણી કરી તે "માણસોને શાંતિ અને મંગલ કામનાનો ધર્મ શીખવવામાં" ખર્ચતું.

જ્યાં સુધી ઇંગ્લાંડના સહૃદય અને દ્રઢનિશ્ચયવાળા મુઠીભર પુત્રોએ તેના શાસક અને વ્યાપારી વર્ગોએ આભ ધરતી એક કરી ઉત્પન્ન કરેલા નરકના તલીઆમાં દ્રષ્ટિપાત કરવાની તેને ફરજ પાડી ત્યાં સુધી તેણે "જગતના ગુલામોના મોટા વ્યાપારી" તારકે પોતાનું કામ ચાલુ રાખ્યું.

વેચેલા આફ્રિકનો પ્રત્યેના વર્તનમાં ઘણા ભેદો હતા. એક મતે એવો સ્વિકાર કરવામાં આવે છે કે પોર્ચુગીઝો, ડેનો, ફ્રેંચો અને સ્પૅનિયાર્ડો તેમના પ્રત્યે ઘણું સારું વર્તન ચલાવતા હતા અને વલંદાઓ તથા અંગ્રેજોનું વર્તન બહુ ખરાબ હતું.

ગુલામો ઉપર જે અત્યાચારો અને અનીતિઓ કરવામાં આવતી હતી, તેમને જે દુઃખો દેવામાં આવતાં હતાં અને તેથી કોઇ કોઇ વાર જે ભયંકર રમખાણો થતાં હતાં તેનું જો વર્ણન કરવા બેસીએ તો સેંકડો ગ્રંથો ભરાય. ડચગાયેના અને બ્રિટિશ વેસ્ટ ઇન્ડિઝમાં સૌથી વિશેષ અત્યાચાર કરવામાં આવતો હતો એમ જણાય છે. "સો વર્ષ સુધી બાર્બાડોઝમાં ગુલામોને ગાત્રભંગ કરવામાં આવતા, માર મારવામાં આવતો, ફાંશીએ લટકાવીને મારી નાંખવામાં આવતા અને ભુખે મારી નાખવામાં આવતા, જીવતા બાળી નાંખવામાં આવતા, ઉકળતી ખાંડની કઢામાં નાંખી દેવામાં આવતા અને ફટકા મારીને મારી નાંખવામાં આવતા." કલાર્કસન, શાર્પ, વિલ્બર્ફોર્સ આદિ સજ્જનો આ વ્યાપારની સામે જે લાંબી લડાઇ લડયા, તેની ક્રુરતાઓ પ્રત્યે ધીમે ધીમે લોકોનું જે ધ્યાન ખેંચાયું અને આ સુધારકોને અંતે જે વિજય મળ્યો તેનું વર્ણન કરવું એ આ ગ્રંથના ક્ષેત્રની બહારની વાત છે. રંગીન લોકોના અધિકારો અને તેમને થતાં અન્યાયો પ્રત્યે ઇંગ્લાંડનું વલણ બદલાયું તેનું કારણ સંભવતઃ બીજા કોઇ પણ માણસ કરતાં બર્ક વિશેષ છે; અને આ બદલાયેલા વલણને અંતે વિલ્બર્ફોર્સ તથા તેના સહકાર્ય-કર્તાઓના પ્રયત્નો સફલ થઇ શકયા. ૧૯મી શતાબ્દિનાં અંતિમ વર્ષો અને ૨૦મી શતાબ્દિનાં પ્રારંભિક વર્ષો દરમ્યાન આજ હેતુને માટે સર ચાર્લ્સ ડિલ્કે કરેલા સતત ઉદ્યોગમાં પાછળની પેઢી કદાચ વર્તમાન પેઢી કરતાં વિશેષ સ્પષ્ટ રીતે પાર્લામેંટના તે ચાલુ કાર્યને જોશે કે જેણે ઇંગ્લાં-ડના શાસકોના આફ્રિકન ઇતિહાસનાં કેટલાંક અનિષ્ટો દુર કરવામાં સહાય કરી છે અને હાલમાં યુરોપની સંસ્થાનો વાળી સરકારોને એકંદરે પોતાના દીર્ઘકાલીન ખરાબ દાખલાના જેટલોજ સારો દાખલો પુરો પાડવાને તેને ફરજ પાડી છે પરંતુ જે ગુલામી વ્યાપારે આગલી શતાબ્દિમાં બ્રિટનની સમૃદ્ધિ ઘણી વધારી હતી તેનું ઉન્મુલન કરવાને ગત શતા-બ્દિના પ્રારંભિક ભાગમાં તેણે જે પ્રબલ ઉદ્યોગ કર્યો કિંવા

ભિન્ન સ્વરૂપમાં તેના કૅાંગોમાં થયેલા પુનર્જન્મની તેણે જે ઝાટકણી કાઢી અથવા ગત અર્ધ શતાબ્દિ દરમ્યાન તેણે પોતાની રંગીન પ્રજા પ્રત્યે પ્રમાણુતઃ જે સારૂં વર્તન ચલાવ્યું તે દ્વારા, તેનાં ભયંકર ગત કાર્યો જોતાં, પોતાના સાથીઓના અપરાધોનો ન્યાય કરવાની પાત્રતા તેને પ્રાપ્ત થતી નથી.

તેમજ આજે પણ બ્રિટનના હાથો સંપુર્ણતઃ શુદ્ધ નથી. યુરોપની જે જે સરકારોએ આફ્રિકનોની સાથે વ્યવહાર કર્યો છે તેમના હાથો તેમના રકતથી અત્યંત ખરડાયેલા છે. આવી કોઇ પણ સરકાર ગત પાપોની સ્મૃતિ વિના મહાયુદ્ધના અંત પછી આફ્રિકન પ્રશ્ન હાથ ધરશે તો તે પોતાને જગતની દ્રષ્ટિમાં ઢોંગી જાહેર કરશે. અંગ્રેજો પોતાના શાસકો પાસેથી એટલી વાજબી આશા રાખે છે કે તેમણે ઢોંગ છોડી દીર્ઘકાળ સુધી પીડિત થયેલા કાળા માણસો તથા તેમના વંશજોને આશા, ઉમંગ તથા દ્રઢ સુરક્ષિતતાવાળું ભાવી પુરૂં પાડવામાં ધૈર્ય, ખંત તથા નિઃસ્વાર્થિતા પુર્વક બ્રિટિશ રાજનીતિનો ઉપયોગ કરવો.

---

# દ્વિતીય પરિચ્છેદ.

## દક્ષિણ રહોડેસિયાનું વૃત્તાંત.

(દક્ષિણ રહોડેસિયા અને જર્મન દક્ષિણપશ્ચિમ આફ્રિકાનું વૃત્તાંત એ ગોરા આક્રમણકારો અને આફ્રિકન લોકો વચ્ચે દક્ષિણ ખંડના વસાયતોપયોગી પ્રદેશમાં જમીનના કબજા માટે ચાલેલા વિગ્રહનું વૃત્તાંત છે. આવા જાતિ જાતિ વચ્ચેના સંસર્ગથી એક પ્રકારના વિગ્રહને જન્મ મળે એ ખુદ સંસર્ગના જેટલીજ અનિવાર્ય ઘટના છે, છતાં જે અપરાધો અને દગાઓએ દક્ષિણ આફ્રિકામાં સંસર્ગના ઇતિહાસને કલંકિત કર્યો છે તે અટકાવી શકાયા ન હોત એમ કહેવું એ કેવળ શબ્દચ્છલ છે. તેઓ અનાવશ્યક હતા અને મુખ્યતઃ તેમને ગોરાઓના વર્ત

નથી જન્મ મળ્યો હતો. ગોરાઓ સંસ્કૃતિમાં જેમ જેમ આગળ વધતા જાય છે તેમ તેમ આ પ્રકારનાં દુષ્કર્મો માટેના તેના બ્હાનાનું વાજબીપણું ઘટતું જાય છે. જંગલી યુગમાં જે કાર્ય ક્ષમ્ય ગણાતું હતું તે આપણા યુગમાં અક્ષમ્ય ગણાય છે. છતાં ૧૬મી શતાબ્દિમાં સ્પેનિયાર્ડોએ વેસ્ટ ઇન્ડિઝમાં કરેલા અત્યાચારો અને ૧૯મી શતાબ્દિમાં વલંદાઓ, અંગ્લો સેક્ષનો અને ટ્યુટનોએ દક્ષિણ આફ્રિકામાં કરેલા અત્યાચારો વચ્ચે મહત્વનો ભેદ થોડોજ છે.)

થોડા અપવાદો બાદ કરીએ તો આફ્રિકાનો ઝેમ્બેસીની દક્ષિણનો ભાગ હવાની બાબતમાં ગોરી જાતિઓની વસાયતને માટે અનુકુળ છે. ખુદ ઝેમ્બેસીની નિકટનો પ્રદેશ ડમારા લૅન્ડના ઉજ્જડ અને જલરહિત પ્રદેશો અને પુર્વ તટપરનો પોર્ચુગીઝોના તાબાનો વિસ્તૃત પ્રદેશ એ અપવાદો છે. છતાં ઘણા થોડા ગોરાઓ અંગ મહેનતનાં અધિક સખ્ત કામ કરી શકે છે એટલા માટે દેશની કૃષિ અને ખાણોના પ્રત્યક્ષ વિકાસનો આધાર કાંતો આફ્રિકન મજુરો ઉપર કે કાંતો એશિયામાંથી આણેલા મજુરો ઉપર રહે છે—અનેક કારણો કે જેની ચર્ચામાં અત્રે ઉતરવાની જરૂર નથી તેને લીધે ગોરાઓ એશિયાવાસી મજુરોને પસંદ કરતા નથી.

એક શતાબ્દિથી આ પ્રદેશનાં આરોગ્યદાયક મેદાનોમાં તે પ્રકારનો વિગ્રહ ચાલતો આવ્યો છે કે જે મુળ વસ્તી કરતાં ઉચ્ચતર સંસ્કૃતિ અને ઉચ્ચતર કોટિનાં આક્રમણ તથા રક્ષણ માટેનાં શસ્ત્રો ધરાવનાર જાતિ જ્યારે ધસી આવે છે અને મુળ પ્રજાની સાથે જમીનના કબજાને માટે લડે છે ત્યારે ચાલે છે. આવા પ્રસંગે કુદરતી સ્થિતિમાં રહેનાર મનુષ્યની સ્વતંત્રતા ભયમાં આવી પડે છે. સુધરેલા માણસો તે ભયથી ભયભીત બને છે કે જે અસંખ્ય શત્રુઓની પ્રતીતિદ્વારા ઉત્પન્ન થાય છે. એક બીજાના ભયને લીધે એક બીજા પર ક્રૂરતા કરવાની પ્રવૃત્તિને જન્મ મળે છે. ભિન્ન ભિન્ન જાતિના ગોરા આક્રમણકારો વચ્ચેના કલહ અને સ્પર્ધાને લીધે, એક પક્ષે વલંદા અને

ફ્રેંચ હ્યુગ્નૉટ તત્ત્વ કે જેને આપણે "બોઅરો"ના નામથી ઓળખીએ છીએ અને બીજે પક્ષે અંગ્રેજો વચ્ચે, તથા અંગ્રેજો અને જર્મનો વચ્ચે ચાલેલા કલહ અને સ્પર્ધાને લીધે દક્ષિણ આફ્રિકામાંના આ જાતિજાતિ વચ્ચેના વિગ્રહની ઘટનાઓ ઉપર અસાધારણ જથામાં પ્રકાશ પડ્યો છે. આ સ્પર્ધાએ વિગ્રહ કરતી જાતિઓમાં અન્યોના દોષો પ્રકાશિત કરવાની અને તેમાં અતિશયોકિત કરવાની સ્વાભાવિક ઇચ્છા ઉત્પન્ન કરી છે અને એ રીતે સામાન્ય જ્ઞાનમાં વધારો કર્યો છે. અન્ય કારણો પણ મદદગાર થયાં છે. દક્ષિણ આફ્રિકા રાજકીય અને આંતરરાષ્ટ્રીય તોફાનનું કેન્દ્ર અને મોટાં નાણાં સંબંધી હિતોનું પાટનગર બન્યો તે પુર્વે વડી સરકાર સાંસ્થાનિકો અને મુળ જાતિઓ વચ્ચેના કલહોને ઉપાધિરૂપ માનતી હતી અને બ્રિટિશ મંત્રીઓ આવા કલહોનો ન્યાય કરવામાં એવો અપક્ષપાત દર્શાવતા અને તેમની ઉપર ટીકા કરવામાં એવું વાણી સ્વાતંત્ર્ય પ્રદર્શિત કરતા કે જેનો વર્તમાન પેઢીને બિલકુલ પરિચય નથી. આ દેશી લોકોનાં યુદ્ધો અને તેમને જન્મ આપવામાં સાંસ્થાનિકોએ લીધેલા ભાગ સંબંધી વીવેચન કરનારી જુની બ્લુ બુકોમાં એવી ઉત્કટ હિમ્મત દર્શાવવામાં આવી છે કે જેની વર્તમાન કાળમાં તો કલ્પના પણ ન કરી શકાય. વર્તમાન સમયમાં એક વીરોધીનાં કુકર્મો વસ્તુસ્થિતિ કરતાં પણ વિશેષ કાળાં ચીતરવાની રાજનીતિ અમલમાં મુકવામાં આવી હોય ત્યારેજ આવા હિમ્મત દર્શાવવામાં આવે છે. પ્રારંભિક "કાફીર" યુદ્ધોના સંબંધમાં લૉર્ડ ગ્લેનેગ જણાવે છે: "કાફીરોએ આવી ભયંકર મુર્ખતાથી જે યુદ્ધમાં ઝંપલાવ્યું તેને માટે તેમને પુરતું કારણ મળ્યું હતું. વ્યવસ્થિત અન્યાયના બલિ બનવાથી તેઓ વૈર લેવાને અને જાનપર આવીને લડવાને ઉત્તેજિત થયા હતા. મુળ સત્ય વિજીતોના પક્ષમાં છે, વિજેતાઓના પક્ષમાં નથી."

વીશ વર્ષ પશ્ચાત આપણે જોઇએ છીએ કે પ્રિવિ કાઉન્સિલની કમિટિ દક્ષિણ આફ્રિકાના દેશી લોકો સામેનાં યુધ્ધોના સંબંધમાં જણાવે છે: "આ યુધ્ધો ખરા મનુષ્યને ચીતળી ચઢે એવાં અને બ્રિટિશ નામને કલંકરૂપ છે." સદગત અર્લ ગ્રેએ ૧૮૮૦ માં જણાવ્યું હતું.

"બ્રિટિશ મુલકોના આ સમગ્ર ભાગમાં રંગીન લોકોને સાધારણ રીતે ગોરાઓ નિકૃષ્ટ કોટિની પ્રજા ગણે છે. તેઓ માને છે કે રંગીન લોકો જ્યારે ગોરાઓની સાથે સ્પર્ધા કરે ત્યારે તેમના હિતનો નિયમીત રીતે અનાદર કરવો જોઇએ અને તેમના પર મુખ્યત: શ્રેષ્ઠ જાતિના લાભની દ્રષ્ટિથીજ શાસન ચલાવવું જોઇએ. અને આ લાભને માટે બે વસ્તુઓને ખાસ આવશ્યક માનવામાં આવે છે: પ્રથમ એ કે અત્યાર સુધી જે ભુમી દેશી જાતિઓના હાથમાં હોય તેનો કબજો મેળવવાને ગોરા સાંસ્થાનિકોને સગવડો પુરી પાડવી અને બીજી એ કે કાફીર વસ્તીને બને તેટલી વિશેષ અને સસ્તી મજુરી પુરી પાડવાની ફરજ પાડવી."

આ અભિપ્રાય તે સમયે જેટલો સત્ય હતો તેટલોજ તે આજે પણ સત્ય છે.

દક્ષિણ આફ્રિકાના વસાયતોપયોગી ભાગોમાં ગોરા અને કાળા લોકો વચ્ચે ચાલેલા વિગ્રહનું વિગતવાર વર્ણન કરવું અત્રે શકય નથી. અંગ્રેજોના સંબંધમાં તેમના પ્રારંભિક હિંદી ઇતિહાસનાં પાનાં જેટલાં કલંકિત છે પ્રાય: તેટલાંજ આ વૃત્તાંતનાં પાનાં પણ કલંકિત છે. દુર્ભાગ્યવશાત આ દુષ્ટ સંકલનાઓને સંગ્રહિત કરવાને અને પોતાની ઉચ્ચ વકતૃતાદ્વારા તેમને રાષ્ટ્રીય ચેતનમાં વણી નાંખવાને કોઇ બર્ક ઉત્પન્ન થયો નથી. અંગ્રેજોના દક્ષિણ આફ્રિકાના દેશી લોકો પ્રત્યેના વર્તનના સંબંધમાં લૉર્ડ મોર્લીએ એકવાર જણાવ્યું હતું:

"એ વર્તમાન સમયના ઇતિહાસમાં દુષ્ટમાં દુષ્ટ પ્રકરણો પૈકી એક છે; એ નિકૃષ્ટ જાતિઓ પ્રત્યેના આપણા વ્યવહારના ઇતિહાસમાં દુષ્ટમાં દુષ્ટ પ્રકરણો પૈકી એક છે."

પરિપકવ અનુભવ અને વિશાળ જ્ઞાન ધરાવનાર તથા અતિશયોકિત ભરેલી ભાષાના પ્રયોગથી દુર રહેનાર એક રાજદ્વારીએ આ જે હડહડતી ઝાટકણી કાઢી છે તેની અવગણના કરવાને દક્ષિણ આફ્રિકાના ઇતિહાસના વાસ્તવિક અભ્યાસીઓ પૈકી થોડાજ તૈયાર થશે. સર જ્યૉર્જ ગ્રે, સર માર્શલ કલાર્ક અને સર ગૅાડફ્રી લૅન્ગ્ડનના દક્ષિણ આફ્રિકામાં કરેલા સુંદર કામની જેમને પ્રતીતિ છે તે પૈકી થોડાજ માણુસો તેમના જેવા માણુસો એ જો તે ઇતિહાસનાં અધિક નિશ્ચયાત્મક અંગો પર કાબુ મેળવ્યો હોત તો તે કેટલો ભિન્ન બન્યો હોત તે સમજી ન શકે.

સંસર્ગના ઇતિહાસના જે વિશિષ્ટ વિભાગની આપણે તપાસ લઇએ છીએ તેનું વાસ્તવિક સ્વરૂપ દર્શાવનારાં બે અલ્પ સમય પુર્વેનાં દ્રષ્ટાંતોનું હું સ્મરણ કરાવીશ. પહેલું ઉદાહરણ હ્રોડેસિયાને લગતું છે, બીજું જર્મન દક્ષિણ પશ્ચિમ આફ્રિકાને લગતું છે.

× × × × × ×

ઝૅમ્બેસી અને લિમ્પોપો નદિઓની વચ્ચે પ્રાય: ૧૪૮૦૦૦ ચોરસ માઇલના વિસ્તારવાળો પ્રદેશ આવેલો છે અર્થાત તેનું કદ ઇંગ્લાંડથી પ્રાય: ત્રણગણું મોટું છે. આ પ્રદેશ હાલમાં દક્ષિણ હ્રોડેસિયાના નામથી ઓળખાય છે. ૧૯૧૧ માં તેમાં ૨૩૬૦૬ ગોરા, ૭૪૪૫૫૯ આફ્રિકન દેશીઓ અને ૨૯૧૨ એશિયાવાસીઓ તથા ઇતર "રંગીન લોકો" ની વસ્તી હતી. ૧૮૯૦ થી ૧૯૧૩ સુધીનાં ચોવીસ વર્ષોમાં તેમાંથી ૬૫ લાખ ઔંસ સોનું નીકળ્યું, જેની કિમ્મત ૨ કરોડ ૫૨॥ લાખ પૌંડ ઉપજી.

ગત શતાબ્દિના મધ્ય ભાગમાં આ દેશ આમા-ન્ડેબેલ (હાલમાં એનો અપભ્રંશ 'માટાબેલ' વપરાય છે) અર્થાત "ઢાલવાળા નગ્ન લોકો" એ નામની શાસક આફ્રિકન જાતિના કબજામાં હતો. તેણે માશોના અને માકાલાકા જાતિઓને જીતી પોતાનામાં મેળવી લીધી હતી. જ્યારે ફિનિશિયનો

(અથવા કેટલાકો ધારે છે તેમ ઇસ્લામી યુગ પુર્વેના આરબો) આ પ્રદેશમાંથી પુષ્કળ સુવર્ણ મેળવતા હતા અને જેના વિષે હજી પણ ખુબ વૈજ્ઞાનિક વિવાદ ચાલે છે. તે મહત્વનાં સ્મારકો ઠેકઠેકાણે બંધાવતા હતા. ત્યારે તેમાં જે ઘણી પ્રાચીન જાતિઓ વસતી હતી તેના વંશજો અથવા ઉત્તરાધિકારીઓ આ માશોના અને માકાલાકા લોકો હતા.

પાછળથી જયારે અમુક પક્ષોનાં હિતોને માટે માટાબેલ લોકોને પાશવ વિજેતા તરિકે ચિત્રિત કરવાનું આવશ્યક થઇ પડયું ત્યારે તેમના માશોના લોકો પ્રત્યેના ક્રૂર વર્તન વિષે ઘણી વાતો સંભળાઇ. છતાં એક અપક્ષપાત લેખકે જણાવ્યું છે કે માટાબેલ લોકોના શાસન નીચે માશોનાઓની સંખ્યા વધી હતી તેમજ તેમનાં ઢોરો પણ વધ્યા હતાં, કે જે હમ્મેશાં દક્ષિણ આફ્રિકાના લોકોની સમૃદ્ધિનું ખાત્રીદાયક ચિન્હ હોય છે. તે વિશેષમાં જણાવે છે: "તેઓ પોતે કહે છે કે તેઓ અંગ્રેજોના શાસન કરતાં માટાબેલ લોકોના શાસનને વિશેષ પસંદ કરતા હતા કારણકે તેમના શાસન નીચે તેમને વર્ષમાં માત્ર એકજ વાર સંતાપ વેઠવો પડતો હતો, પરંતુ હમણાં તો દરરોજ સંતાપો વેઠવા પડે છે."

પાછળ જે વૃત્તાંત આવે છે તે તોપીવાળા "સગવડો" માગતા વસ્ત્રાચ્છાદિત માણુસોએ "ઢાલવાળા નગ્ન માણુસો" પર શી વિપત્તિ પાડી તેનું વૃત્તાંત છે.

ગત શતાબ્દિના ૭૧ થી ૯૦ સુધીનાં વર્ષોમાં અંગ્રેજ, બોઅર, પોર્ચુગીઝ અને જર્મન જાતિના સાહસિક માણુસો લિમ્પોપો નદિની આસપાસ ભટકતા હતા. બોઅરો અને અંગ્રેજો માટાબેલ લોકોના સંસર્ગમાં ૧૮૫૧ થી આવ્યા હતા અને આ લોકોના તે સમયના લોબેન્ગુલા નામના રાજા આગળ રાજકીય લાગવગ મેળવવાને સ્પર્ધા કરતા હતા. તેઓ એક બીજાની નિંદા કરતા. ૧૮૮૨ માં બોઅર જુબર્ટે લોબેન્ગુલા પર લખ્યું હતું: "તમારી મિલ્કત જયાં એકવાર અંગ્રેજોના હાથમાં આવી એટલે વાંદરો જેમ કુધીનાં બીયાંને

પકડી રહે છે તેમ તે તેને પકડી રહેશે. જો તમે તેને માર મારીને યમસદન નહિ પહોંચાડો તો તે તેને કદિ પણ છોડશે નહિ." પરંતુ લોબેન્ગુલા અંગ્રેજો પ્રત્યે પક્ષપાત ધરાવતો હતો. તેનો પિતા અને સુપ્રસિદ્ધ પાદરી ડૉ૦ મોફાટ સાચા મિત્રો હતા અને લોબેન્ગુલા તથા ડૉ૦ મોફાટનો પુત્ર કે જે જોડેના બેક્યુઆનાલેન્ડ પ્રદેશમાં એક અમલદાર હતો તેની વચ્ચેની મૈત્રિને લીધે આ ગ્રંથિ કાયમ રહી. બેક્યુઆનાલેન્ડ ૧૮૮૪માં બ્રિટિશ સંરક્ષણ નીચે આવ્યો હતો. આ અંગત સંબંધોએ લોબેન્ગુલાનો અંતિમ કાર્યમાર્ગ નિશ્ચિત કર્યો. ૧૮૮૮ ના ફેબ્રુઆરીમાં પોતાના પાટનગર બુલુવાયોમાં તેણે બ્રિટિશ સરકારના પ્રતિનિધિ મોફાટની સાથે સંધિ કરી અને કોઇ પણ "વિદેશી રાજ્ય અથવા સરકાર" ની સાથે સંબંધ નહિ રાખવાની કબુલાત આપી. સંધિમાં એવી સરત કરવામાં આવી હતી કે "બ્રિટનનાં નામદાર મહારાણી, તેમની રૈયત અને આમાન્ડેબેલ લોકો વચ્ચે યાવચ્ચંદ્ર દિવાકરૌ સુલેહ સંપ રહેશે."

લોબેન્ગુલાના તાબાના પ્રદેશમાં પુષ્કળ સોનું હતું એ વાત ધીમે ધીમે સમગ્ર દક્ષિણ આફ્રિકામાં પ્રસરી ગઇ. આ સંધિ થયા પુર્વે અને તત્પશ્ચાત હરિફ મંડળોએ ઉકત પ્રદેશના શાસકની પાસેથી વિશિષ્ટ હકકો મેળવવાને ઘણા પ્રયત્નો કર્યાં હતા. મૈત્રિનો આ કરાર થયો ત્યાર પછીના અકટોબર માસમાં મી૦ સેસિલ હ્રોડસ અને મી૦ આલ્ફ્રેડ બીટે મોકલેલા રડ, આર. મૅકગ્વાયર એમ. પી. અને એફ. આર. ટૉમ્સન લોબેન્ગુલાની પાસે એક દસ્તાવેજ પર સહી કરાવવામાં સફલ થયા. તેની સરત અનુસાર દર માસે ૧૦૦ પૌંડ અને ૧૦૦૦ માર્ટિની હેન્રીબંદુકો તથા ૧૦૦૦૦૦ કારતુસોના સ્વરૂપમાં યુરોપિયન સંસ્કૃતિની ભૌતિક નીપજના બદલામાં તેમણે દેશની "સમસ્ત ધાતુઓ અને ખનીજ પદાર્થોનો સંપુર્ણ કબજો" મેળવ્યો, તેમજ "તેમને મેળવવાને અને તેમાંથી જો કાંઇ નફાઓ અને મહેસુલો ઉત્પન્ન થાય તો તે લેવાને, ઉઘરાવવાને તથા ભોગવવાને પોતાને આવશ્યક લાગે તેવાં સમસ્ત કાર્યો કરવાની સંપુર્ણ સત્તા" મેળવી.

આ સર્વ ચાહી શર્મ ર્હોડસ ૨૩ કન્સેશનના નામથી જાણીતું થયું.

હવે રંગભુમી ખસીને આ આફ્રિકન જાતિના પાટનગર બુલુવાયોમાંથી જેમાં સુર્ય કદિ પણ અસ્ત પામતો નથી એવા મહાન સામ્રાજ્યના પાટનગર લંડનમાં જાય છે. ૧૮૮૯ ના એપ્રીલ માસમાં એક પક્ષે બેકયુઆનાલૅન્ડ એક્ષ્પ્લોરેશન કંપની અને અન્ય પક્ષે ગોલ્ડ ફિલ્ડસ ઓફ સાઉથ આફ્રિકા કંપનીના કેટલાક પ્રતિનિધિઓ કોલોનિયલ ઑફિસની મુલાકાતે ગયા. આ મંડળોએ એવો પ્રસ્તાવ કર્યો કે જો અમને રાજસનંદ આપવામાં આવે તો "અમે દક્ષિણ આફ્રિકાના બેકયુઆનાલૅન્ડની ઉત્તરે અને પોર્ચુગીઝ પુર્વ આફ્રિકાની પશ્ચિમે આવેલા પ્રદેશમાં સાથે મળીને કામ કરીશું." આજ પ્રદેશ લોબેન્ગુલાના તાબામાં હતો. તેજ વર્ષના અકટોબર માસમાં સનંદ આપવામાં આવી. આ મંડળમાં નીચેના માણસોનો સમાવેશ થતો હતો. મોસ્ટ નોબલ જેમ્સ ડયુક ઓફ ઍબર્કોર્ન, (ગ્રુમ ઓફ ધી સ્ટોલ અને એક સમયે લૅાર્ડ ઓફ ધિ બેડ ચેમ્બર ટુ ધિ પ્રીન્સ ઓફ વેલ્સ) ધિ મોસ્ટ નોબલ ઍલેકઝાંડર વિલિયમ જ્યૉર્જ ડયુક ઓફ ફાઇફ (સદગત રાજા એડવર્ડનો જમાઇ) લૅાર્ડ ગિફર્ડ (એક સમયે પશ્ચિમ ઑસ્ટ્રેલિયા તથા જીબ્રોલ્ટરનો કૅાલોનિયલ સેક્રેટરી. સેસિલ જૉન ર્હોડસ (તે સમયે કેપ કૅાલોનીની કારોબારી સભા તથા હાઉસ ઓફ એસેમ્બ્લીનો એક સભ્ય) આલ્ફ્રેડ બીટ ઑાલ્બર્ટ હેન્રી જ્યૉર્જ ગ્રે (જે પાછળથી અર્લ ગ્રે અને કૅનેડાનો ગવર્નર જનરલ થયો હતો,) અને જ્યૉર્જ કૅાસ્ટન. આ પ્રકારે દશ લાખ પોંડની મૂળ મુડી સહિત બ્રિટિશ સાઉથ આફ્રિકા કંપની ચાર્ટર્ડ ઍન્ડ લિમિટેડને જન્મ મળ્યો. ટુંકમાં સનંદમાં જણાવ્યા પ્રમાણે સનંદમાં જણાવેલા પ્રદેશમાં "સગવડો વાજબી હોય તો" તેને અમલમાં આણવી અને રાજમંત્રીની સમ્મતિ મેળવી અન્ય સગવડો પ્રાપ્ત કરવી એ તેના પ્રધાન ઉદ્દેશો હતા. સનંદ આપવામાં આવી તેનું એક કારણ એ હતું કે "ઉક્ત પ્રદેશમાં વસતા દેશીઓની સ્થિતિ સારી રીતે

સુધરશે અને તેમની સંસ્કૃતિને પ્રગતિ મળશે." આ કાર્યના સંબંધમાં માટાબેલ લોકો અને તેમના શાસકની સલાહ લેવામાં આવી હોય એમ લાગતું નથી અને તેમને કંપનીના શેરહોલ્ડરોની સૂચિમાં પણ શોધી કાઢવાને હું શક્તિમાન થયો નથી. છતાં આ વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે લોબેન્ગુલા બંદુકો ઉપરાંત માસિક ૧૦૦ પૌંડ લેવાને તત્પર હતો.

દરમ્યાન માટાબેલેલૅન્ડમાં ગભરાટ ફેલાઇ રહ્યો. લોબેન્ગુલાએ રડ કન્સેશન પર પોતાની મહોર કરી તત્પશ્ચાત અલ્પ સમયમાં માટાબેલે લોકોમાં એવી અફવા ફેલાઇ કે તેમના રાજાને પોતાની રૈયતના હક્કો છોડી દેવાને લલચાવવામાં આવ્યો હતો. આથી લોબેન્ગુલાએ એકદમ પોતાના કેટલાક અંગ્રેજ પાદરી મિત્રોને બોલાવ્યા, તેમને તે દસ્તાવેજની એક નકલ બતાવી અને તેમનો અભિપ્રાય પુછયો. તેમણે લોકોની બીતિને પુષ્ટિ આપી હોય એમ લાગે છે. આથી લોબેન્ગુલાએ પોતાનો વરિષ્ઠ સલાહકાર કે જેણે તેને ઉકત દસ્તાવેજપર સહી કરવાની સલાહ આપી હતી તેને દેશદ્રોહી તરિકે ફાંસીએ ચઢાવ્યો અને લંડનમાં મહારાણી વિકટોરિયા પાસે બીજા બે સલાહકારો મોકલી એવી પ્રાર્થના કરી કે "ખુદ આપના તરફથી કોકને મોકલી આપો, કારણકે મારી પાસે કોઇ વિશ્વસનીય માણસ નથી અને ગોરા લોકો મારા દેશમા આવી તથા સોનું કાઢવાની માગણી કરી મને બહુ સંતાપે છે." આ દુતો ૧૮૮૯ ના ફેબ્રુઆરીમાં લંડન પહોંચ્યા. માર્ચની ૨૬ મી તારિખે અર્થાત ઉપરોકત વજનદાર વ્યકિતઓ તરફથી સનંદ પ્રાપ્તિને માટે અરજી મળી તેથી એક મહિના પુર્વે રાજમંત્રી લૉર્ડ નટસફર્ડે મહારાણીના નામે લોબેન્ગુલા પર નીચે પ્રમાણે ઉત્તર મોકલ્યો:-

" લોબેન્ગુલા પોતાના દેશનો રાજા છે અને મહારાણી તે દેશના શાસનમાં હસ્તાક્ષેપ કરતાં નથી પરંતુ લોબેન્ગુલા તેમની સલાહ માગે છે તો તે આપવાને તેઓ તત્પર છે. પ્રથમ મહારાણી લોબેન્ગુલાને સ્પષ્ટ રીતે સમજી રાખવાની

માગણી કરે છે કે જે અંગ્રેજો પાષાણો ખોદવાની પરવાનગી માગવાને માટાબેલેલૅન્ડ ગયા છે તેઓ તેમની સત્તાથી ગયા નથી અને તેમણે કિંવા તેમાંના કોઇએ કરેલા તેવી વાત તેણે માનવી નહિ. મહારાણી લોબેન્ગુલાને સલાહ આપે છે કે તેણે ભુમીની સગવડ અથવા ખનિજ પદાર્થો ખોદવાની પરવાનગી ઉતાવળથી આપવી નહિ, પરંતુ બહુ સંભાળપુર્વક સમસ્ત અરજીઓ પર વિચાર કરવો."

૨૩ મી એપ્રિલને દિવસે લોબેન્ગુલાએ મહારાણીપર બીજો પત્ર મોકલ્યો જેમાં તેણે નિયમ પ્રમાણે રૂડ કન્સેશન સામે પોતાનો વિરોધ પ્રદર્શિત કર્યો. તેના પત્રમાં નીચલા ફકરાનો સમાવેશ થતો હતો:-

"થોડા સમય પુર્વે કેટલાક માણસો મારા દેશમાં આવ્યા, જેમનો મુખી રૂડ નામનો માણસ જણાતો હતો. તેમણે મારી પાસે સોનું કાઢવા માટે એક સ્થાનની માગણી કરી અને તેમણે મને તેમ કરવાના હક માટે અમુક વસ્તુઓ આપવાનું કહ્યું. મેં તેમને કહ્યું કે તમે જે આપવાના હો તે લઇ આવો એટલે મારે આપવાનું છે તે હું બતાવીશ. એક દસ્તાવેજ લખવામાં આવ્યો. અને સહીને માટે મારી આગળ સાદર કરવામાં આવ્યો. મેં પુછ્યું કે એમાં શું છે અને મને કહેવામાં આવ્યું કે એમાં તમારા અને અમારાં શબ્દો છે. મેં તેમાં સહી કરી. પ્રાયઃ ત્રણ માસ પશ્ચાત અન્ય દિશાઓથી મારા સાંભળવામાં આવ્યું કે મેં તે દસ્તાવેજથી મારા દેશના સમસ્ત ખનિજોનો હકક આપી દીધો હતો. મેં મારા 'ઇન્ડુનાઓ' (સલાહકારો) તેમજ ગોરાઓની સભા બોલાવી અને ઉકત દસ્તાવેજની એક નકલ મંગાવી મારા સમગ્ર દેશના ખનિજોના હકકો રૂડ અને તેના મિત્રોને મેં આપી દીધા હતા એમ સિદ્ધ થયું. ત્યાર પછી મેં મારા ઇન્ડુનાઓની એક સભા બોલાવી અને ઉકત દસ્તાવેજમાં મારા તેમજ રૂડ આદિના શબ્દો નહિ હોવાથી તેઓ તેનો સ્વિકાર કરવાને રાજી નથી. આ બાબત સંબંધી સત્ય આપના જાણવામાં આવે એટલા માટે મેં આપના પર આ પત્ર લખ્યો છે."

૬૦ મી ઓગસ્ટને દિવસે લોબેન્ગુલાએ પુનઃ મહારાણી પર એવા આશયનો સંદેશો મોકલ્યો કે:—

"ગોરા લોકો સોનાના સંબંધમાં મને બહુ સંતાપે છે. મેં મારો સમગ્ર દેશ આપી દીધો છે એમ જો મહારાણીના સાંભળવામાં આવે તો એ વાત સત્ય નથી."

પરંતુ એક દગાના ભોગ બનેલા અને વિવેક બુદ્ધિહીન અશિક્ષિત આફ્રિકન રાજાની આ કરૂણાજનક વિનંતિઓની ઘટનાક્રમ પર કાંઇ પણ અસર ન થઇ. વસ્તુસ્થિતિ જાણવામાં આવતાં સાથેજ જેને માટે પશ્ચાતાપ કરવામાં આવ્યો એવા એક કાર્યનો 'લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મુખ ધોવાની વાટ કોણ જુએ?' એ ન્યાયે તત્ક્ષણ લાભ લીધેલો જણાય છે. ગોરાએ "ગોરાનો બોજો" કે જે અત્યંત હલકો હોવાની આશા આપતો હતો તે ગ્રહણ કરવાનો નિશ્ચય કર્યો હતો. આનંદ માટે મસલતો ચાલી અને મહારાણીના સલાહકાર લૉર્ડ નટસફર્ડે પોતાના ૨૬ મી માર્ચના પત્રની શૈલિ કરતાં અતિભિન્ન શૈલિમાં ૧૫ મી નવેમ્બર—જે કંપનીની સાથે મહારાણીની પૌત્રીના અમીર કુલના પતિનો નિકટ સંબંધ હતો તેને આનંદ આપ્યા પછી એક પખવાડીએ—ના દિવસે લોબેન્ગુલાના વિરોધનો ઉત્તર આપ્યો. લોબેન્ગુલાને હવે કહેવામાં આવ્યું કે તે "ગોરાઓનો બહિષ્કાર કરી શકશે નહિ" અને ગોરાઓનું એક સ્વિકૃત મંડળ કે જે તેની ઇચ્છાને માન આપશે અને ગોરાઓએ ક્યાં ખોદવું તેની વ્યવસ્થા કરશે અને જે તેને પોતાને અથવા તેની રૈયતને કાંઇ અડચણ અથવા ઇજા થાય તે માટે તેના પ્રત્યે જવાબદાર રહેશે. તેની સાથે વ્યવસ્થા કરવી એ તેને પોતાને માટે અને તેની રૈયતને માટે હિતકારક છે. પત્રમાં આગળ જણાવવામાં આવ્યું કે મહારાણીએ આ મંડળના સંબંધમાં તપાસ કરી છે અને તેમની ખાત્રી થઇ છે કે તેના દેશમાં સોનું કાઢવાની બાબતમાં તેની ઉપર વિશ્વાસ રાખવાને કશો વાંધો નથી; તે તેની રૈયતને કનડશે નહિ કિંવા કોઇ પણ પ્રકારે તેનાં ગામો, ખેતરો અથવા ઢોરોને નુકસાન કરશે નહિ.

આ પ્રકારે ઇંગ્લાંડ કરતાં ત્રણુગણા મોટા એક આફ્રિકન દેશમાં શાસન અને કારોબાર કે જેમાં પોલિસ ખાતું સ્થાપિત કરવું; કાયદા ઘડવા, મહેસુલ ઉઘરાવવું, ન્યાય કરવો, સાર્વજનિક બાંધકામો બાંધવાં, ખાણો અને જંગલો સંબંધી સગવડો આપવી, આદિનો સમાવેશ થતો હતો તેની સત્તા અંતે એક એવા મંડળને આપવામાં આવી કે જેનું હીત તે દેશમાંથી પૈસા કમાવામાંજ રહેલું હતું. અને તે સત્તા એક એવા દસ્તાવેજના આધારે આપવામાં આવી કે જેના યુરોપિયન કરારદારોએ કરેલા અર્થનો તેના આફ્રિકન કરારદારે પોતાની રૈયત તરફથી અસ્વિકાર કર્યો હતો.

આ સત્તા આપવામાં આવ્યા પછી જે ઘટનાઓ બની તે હવે આપણે તપાસીશું.

થોડા સમય પર્યંત કંપનીના અડતીઆઓ માટાબેલ લોકોના પ્રત્યક્ષ સંસર્ગમાં આવ્યા નહિ, પરંતુ માશોના લોકો કે જેઓ લોબેન્ગુલાની સત્તા સ્વિકારતા હતા તેમની વસ્તીવાળા પ્રદેશમાં તેમણે મુખ્યતઃ પોતાની પ્રવૃત્તિઓ ચલાવી. અહીંઆં તેમણે ખાણો ખોદવા માંડી અને ગામો તથા કિલ્લાઓ બાંધવા માંડયા. પરંતુ ગૌણુ પ્રકારની ચકમક નિરંતર ચાલુ રહી હોય એમ જણાય છે.

અઢાર માસ વ્યતીત થઇ ગયા. ૧૮૯૧ ના મે માસમાં બ્રિટિશ સરકારે દક્ષિણુ આફ્રિકાના બ્રિટિશ બેકયુઆનાલૅન્ડ, જર્મન પ્રોટેક્ટરેટ, ચોબ અને ઝેમ્બેસી નદિઓ, પોર્ચુગીઝોના તાબાનાં મુલકો તથા સાઉથ આફ્રિકન રિપબ્લીકની વચ્ચે આવેલા પ્રદેશને પોતાના સંરક્ષણુમાં લીધો. માટાબેલેલૅન્ડ] અને મેશોના લૅન્ડ આ પ્રદેશમાં આવેલા હતા. પાઠક કદાચ ધારશે કે આ કાર્યથી તે દેશના વતનીઓને તેમના બાહ્ય સંબંધોમાં દોરવણી અને સંરક્ષણુ મળ્યું હશે, કારણુ કે તાજની સંરક્ષિત રૈયત તરિકે તેમને તે મેળવવાનો હકક હતો અને બ્રિટિશ સરકાર નીતિદ્રષ્ટયા તેમને તે આપવાને બંધાયેલી હતી (કોઇ કારણુથી, સંભવતઃ બ્રિટિશ સરકારનું આ કાર્ય લોબેન્ગુલામોફાટ સંધિ

સાથે સુસંગત નહોતું તેથી માટાબેલેલૅન્ડનો ખાસ નિર્દેશ કરવામાં આવ્યો નહોતો તે છતાં માટાબેલેલૅન્ડ અને માશોનાલૅન્ડ એ ઉભય દેશમાં રેસિડેન્ડ કમિશનરો તથા મેજીસ્ટ્રેટો તત્કાલ નિયુકત કરવામાં આવ્યા) પરંતુ ચાર માસ પશ્ચાત આપણે બ્રિટિશ સરકારના પ્રતિનિધિ (મી૦ મોફાટ) ને ભુલુવાયોમાં જોઇએ છીએ. આ મી૦ મોફાટ તેજ છે કે જેણે દુર્ભાગી માટાબેલે શાસક તથા તેની રૈયતની પુરી પાયમાલી કરનાર દસ્તાવેજ પર સહી કરી હતી. અને લોબેન્ગુલાએ લીપર્ટ કન્સશનના નામથી ઓળખાતો બીજો એક કરાર કરી ટ્રાન્સવાલમાં વસતા અને રેનીટેલ્યોર નામના અંગ્રેજની સાથે ધંધો કરતા લીપર્ટ નામના એક જર્મન શાહુકારને નીચે પ્રમાણે હકકો આપ્યા:-

"૧૦૦ વર્ષની પુરી મુદ્દત સુધી ખેતરો, નગરો બાંધકામોપયોગી જમીનો અને બીડો પોતાને યોગ્ય લાગે તેટલી મુદત સુધી તૈયાર કરવા આપવા અથવા ભાડે આપવા, તે પર ભાડાં અને કરો નાંખવા અને પોતાના લાભને માટે તે ઉઘરાવવા અને કોઇ પણ ખેતરો, નગરો, બાંધકામોપયોગી જમીનો અને બીડો મારે નામે આપવાનો સંપૂર્ણ હકક અને સત્તા આપવામાં આવે છે." આ હકકોનો ઉપયોગ માત્ર તેજ પ્રદેશોમાં કરવાનો હતો કે જે તે સમયે સનંદ મેળવનાર કંપનીના કાર્યક્ષેત્રમાં હતા અથવા પાછળથી તેમાં આવે એવા હતા. આ કરારથી મી૦ રેનીટેલ્યોર સાથેનો એક આગલો કરાર જે હમણા મળતો નથી તે રદ કરેલો જણાય છે.

આ વાત સ્પષ્ટ છે કે લોબેન્ગુલા આવા કરારનું વસ્તુ: સ્વરૂપ જાણી શકયો નહોત અને વસ્તુત: તેણે તે જાણ્યું ન હોતું. આ દસ્તાવેજ સંભાળપુર્વક વાંચવાથી તે ભ્રમિત આફ્રિકન રાજાના મનમાં શું હતું તે જાણી શકાય છે. તેનો વિચાર એક એવો વિશ્વસનીય યુરોપિયન આડતીઓ નીમવાનો હતો કે જે ગોરાઓ સાથેના તેના સંબંધોનું માથાફોડ ભરેલું કામ તેના હાથમાંથી લઇ લે અને સનંદવાળી કંપની સાથેના

તેના વ્યવહારમાં તેનાં હિતોનું રક્ષણ કરે. કરારનો પ્રારંભિક ફકરો આ મુદ્દા વિષે સ્પષ્ટ છે: "ગોરા લોકો મોટી સંખ્યામાં મારા દેશમાં આવે છે અને આ બાબતમાં મારા તરફથી કામ કરે એવો કોક માણસ એકદમ નીમવો મારે માટે ઇષ્ટ છે એટલા માટે" મી૦ લીપર્ટ જે "ભાડાં અને કરો ઉઘરાવે તેના બદલામાં" તેને ૧૦૦૦ પૌંડ રોકડા અને વાર્ષિક ૫૦૦ પૌંડનો પગાર આપવાનો હતો. આ પ્રમાણતઃ નાની રકમો આ વાતનું વીશેષ ચિન્હ છે કે લોબેન્ગુલા માત્ર એક એવો આડતીઓ નિયુક્ત કરવાનો વિચાર ધરાવતો હતો કે જે તેને તેની વધતી જતી પીડાકારક મુશ્કેલીઓમાંથી મુક્ત કરે અને તેને ઉપજનો એક ભાગ આપે. છતાં વસ્તુતઃ કરારના શબ્દો એવા હતા કે સનંદવાલી કંપનીએ લીપર્ટ પાસેથી તે મેળવ્યા પછી તેના આધારે માટાબેલે લોકોની સમગ્ર ભુમી કબજામાં લેવાનો દાવો કર્યો. વખત જતાં લીપર્ટે મી૦ રૂડ કે જેનું નામ આ વૃત્તાંતના પાઠકોને જ્ઞાત છે તેને પોતાના હકકો આપી દીધા અને મી૦ રૂડે તે તત્કાલ સનંદવાલી કંપનીને સુપ્રત કરી દીધા ! મુખ્યતઃ આ લીપર્ટ કન્સેશનના આધારે ૨૩ વર્ષ પછી સનંદવાલી કંપનીએ સરકારી રીતે દેશની સમગ્ર અનર્પિત ભુમી મેળવવાનો રાક્ષસી દાવો કર્યો. તેણે "અનર્પિત ભુમી" નો અર્થ "ગોરા લોકોને નહિ વેચેલી ભુમી" એવો કર્યો હતો અને દેશની સમગ્ર ભુમીનો કબજો મેળવવાનો દાવો કર્યો હતો. પ્રિવિ કાઉન્સિલની જ્યુડિશિયલ કમિટિએ હવે જાહેર કર્યું છે કે લીપર્ટ કન્સેશન અનર્પિત ભુમીના દસ્તાવેજ તરિકે નિરુપયોગી છે ( જુલાઇ ૧૯૧૮ ).

દરમ્યાન લોબેન્ગુલા અને સનંદવાલી કંપની વચ્ચે કલહ વધતો ગયો. આફ્રિકામાં આ કંપનીનો મેનેજર સુપ્રસિદ્ધ ડોકટર જેમ્સન હતો. આ જેમ્સને ટ્રાન્સવાલપર સશસ્ત્ર હુમલો કર્યો હતો અને અંતે તે યુનીયનનો વડો પ્રધાન બન્યો હતો. સંસ્થાનોના રાજમંત્રી લૉર્ડ નટસફર્ડે લંડનમાં પ્રસિદ્ધ થયેલી એક હકિકત પ્રત્યે કેપના હાય કમીશનરનું લક્ષ્ય ખેંચ્યું. આ

હકિકત એવા આશયની હતી કે લોબેન્ગુલાને ઉશ્કેરવાને માટે બની શકતો પ્રત્યેક પ્રયત્ન કરવામાં આવતો હતો. પ્રથમ કનડગત માત્ર એટલીજ હતી કે કંપનીના માણસો માશોના લોકોની સાથે ખરાબ રીતે વર્તતા હતા. કંપનીની પ્રણાલિઓનો કાંઇક ખ્યાલ આપણને એટલા પરથી આવે છે કે હાય કમિશ્નરને કંપનીના મેનેજરને એમ જણાવવાની જરૂર પ્રતીત થઇ હતી કે "વૉરંટ વિના મૃત્યુની શિક્ષા અમલમાં ન મુકી શકાય." પરંતુ કંપનીના અમલદારો ઉપર આની કાંઇ પણ અસર થયેલી જણાતી નથી. અલ્પ સમય પશ્ચાત એક માશોના સરદાર અને તેની રૈયત પર કેટલાક ગોરા સાંસ્થાનિકોનાં ઢોરો ચોરવાનું ખરૂં કે ખોટું તહોમત મુકવામાં આવ્યું. કંપનીના સશસ્ત્ર માણસોએ તે સરદારના ગામ ઉપર આક્રમણ કર્યું. ખુદ સરદારને અને તેના વીશ માણસોને મારી નાંખવામાં આવ્યા અને ૪૭ ઢોરો "ઉઠાવી" જવામાં આવ્યાં. આ ઘટનાને લીધે હાય કમીશનર તથા સંસ્થાનોના રાજમંત્રીએ વિશેષ ઠપકો આપ્યો. સર હેન્રી લૉકે જણાવ્યું હતું: "આ કેસમાં મુળ અપરાધના પ્રમાણમાં છેક ક્ષુલ્લક શિક્ષા કરવામાં આવેલી જણાય છે." લૉર્ડ નટસફર્ડે લખ્યું હતું: "એઓ નામદારની આગળ હમણાં જે હકીકત ઉપસ્થિત છે તેમાં એવું કાંઇ પણ નથી કે જે કેપ્ટન લેન્ડીના કાર્યને લેશ પણ વાજબી ઠરાવતું હોય." કેપ્ટન લેન્ડી તરફથી પાછળથી મળેલા સંપુર્ણ રિપોર્ટે લૉર્ડ નટસફર્ડના મત પ્રમાણે હાય કમીશનરે વાપરેલા ઠપકાના શબ્દો કરતાં વિશેષ સખ્ત શબ્દોને વાજબી ઠરાવ્યા હોત પરંતુ ન તો હાય કમીશનરે કે ન તો રાજમંત્રીએ આ અમલદારને નિવૃત્ત કરવાની માગણી કરી અને કંપનીએ તેની નોકરી ચાલુ રાખી.

કેટલાક માણસો લોબેન્ગુલાના સાથે જે પ્રત્યક્ષ કલહ કરવાની ઇચ્છા રાખતા હતા તે માટેની વ્યવસ્થાઓ શીઘ્રતાથી પુર્ણ થતી જતી હતી. દેશીઓ ઢોર ચોરી જાય છે એવી ફરિયાદો જ્યાં ત્યાં પ્રસરી રહી હતી. આવી ફરિયાદો કેટલે અંશે

ચાલ્યા હતી તે આપણે કદિપણ જાણી શકવાના નથી. પરંતુ કેવળ એકજ પક્ષ ઢોરો ઉઠાવી જતો નહોતો. ૧૮૯૩ ના પ્રારંભમાં કંપનીના અમલદારોએ એક નાના માશોના સરદાર પર કેટલાક વાર તાર ઉખેડી નાંખવાનું તહોમત મુકયું અને તેનાં ઢોરો જપ્ત કર્યા. જે ઢોરો જપ્ત કરવામાં આવ્યાં તે લોબેન્ગુલાની માલિકીનાં હતાં. લોબેન્ગુલાનાં ઢોરોમાં તેની રૈયત સાર્વજનિક હિત ધરાવતી હતી અને તે દેશના રિવાજ અનુસાર પોતાનાં ઢોરો લોકોને ભાડે આપતો હતો. "રાજાનાં ઢોરો" એ એક પ્રકારનું રાજચિન્હ હતું અને તે પર જરા પણ હસ્તાક્ષેપ કરવો એ માત્ર રાજાનુંજ નહિ, પરંતુ કોમનું અપમાન કરવા સમાન હતું. હાય કમીશનરના બુલુવાયોમાં રહેતા પ્રતિનિધિએ કંપનીને "આ ઢોરો જપ્ત કરવામાં વિશેષ સાવધાની વાપરવાની" સલાહ આપી હતી. બે માસ પશ્ચાત લોબેન્ગુલાએ દેખીતી રીતે ડૉ૦ જેમ્સનની સલાહથી ફોર્ટ વિક્ટોરીયાની કંપનીની વસાયતની નિકટ રહેતી એક માશોના જાતિને રાજાનાં ઢોરોની કહેવાતી ચોરીને માટે સજા કરવાને કેટલાક સૈનિકો મોકલ્યા. તેણે પોતાનો ઉદ્દેશ કંપનીને અગાઉથી જણાવ્યો હતો. હુકમ મેળવ્યા વિના લોબેન્ગુલાના માણસોએ કેટલાક માશોનાઓની પુઠ પકડી. કંપનીની વસાયતમાં ઘુસી ગયા અને ત્યાં તેમને મારી નાંખ્યા. આ ઝપાઝપીમાં માર્યા ગયેલા માશોનાઓની સંખ્યા વિષે એવી ખબર ફેલાવવામાં આવી કે જે પાછળથી અત્યંત અતિશયોકિત ભરેલી સિદ્ધ થઇ હતી. આથી ડૉ૦ જેમ્સને લોબેન્ગુલાના માણસોને ચાલ્યા જવાને કહ્યું. તેઓ જતા હતા ત્યારે તેણે ઉકત કેપ્ટન લેન્ડીના હાથ નીચે કેટલાક સૈનિકો તેમની પાછળ મોકલ્યા. ૩૦ માટાબેલે મરણ પામ્યા. કંપનીના કોઇ પણ માણસને લેશ પણ ઇજા થઇ નહિ. આ ઘટના ૧૮૯૩ ના જુલાઇ માસમાં બની. ડૉ૦ જેમ્સને હાય કમીશનર પર એવો રિપોર્ટ મોકલ્યો કે સૈનિકો એ આત્મરક્ષણને માટે ગોળીબાર કર્યા હતા. લોબેન્ગુલાએ આ વાતનો અસ્વિકાર કર્યો. હાય કમીશનરે તપાસ કરવાને હુકમ

કર્યો. જે અમલદારને આ કામ સોંપવામાં આવ્યું તેણે અંતે રિપોર્ટ કર્યો કે "ડૉ૦ જેમ્સને જ્યારે સરકારી રીતે એવો રિપોર્ટ કર્યો કે માટાબેલે લોકોએ ગોરાઓ પર પ્રથમ ગોળી છોડી હતી ત્યારે તેને ખોટી ખબર મળેલી હતી. આગલા ગાર્ડના સાર્જન્ટે પ્રથમ ગોળી છોડી હતી. માટાબેલે લોકોએ વ્યવહારતઃ કાંઇ પણ પ્રતિરોધ નહોતો કર્યો."

પરંતુ આ રિપોર્ટ બહુ મોડો પ્રસિદ્ધ થયો. આ ઝપાઝપીએ કંપનીના પ્રતિનિધિઓ જે બહાનું ખોળતા હતા અને જે ઉપજાવવાની ગોઠવણ તેમણે કરી હતી તે તેને પુરૂં પાડયું. હવે "લોબેન્ગુલાના નાશ" ને માટે યોગ્ય વાતાવરણ ઉત્પન્ન થયું. આ નાશની ક્રિયાના પોતાના ઇતિહાસમાં મેજર ફ્રૉબ્સ કે જે મુખ્ય સેનાપતિ હતો તે જણાવે છે કે **ઝપાઝપીને બીજે દિવસે પ્રાતઃકાળમાં** ડૉ૦ જેમ્સને માટાબેલેલૅન્ડ પર આક્રમણ કરવાની વિસ્તૃત યોજના રજુ કરી, એક માસ પશ્ચાત (ઑગસ્ટની ૧૪ મી તારીખે) ડૉ૦ જેમ્સને પોતાનો ઐતિહાસિક પત્ર "વિકટોરિયા ડિફેન્સ ફોર્સ" ના સેનાપતિ કૅપ્ટન ઍલન વિલ્સન પર મોકલ્યો. ૧૯૧૮ માં જ્યારે દક્ષિણ હ્રોડેસિયાની ભુમી પર કંપનીએ કરેલો માલિકીનો દાવો કે જે વિષે પુર્વ નિર્દેશ કરવામાં આવ્યો છે, તે વિષે પ્રિવિ કાઉન્સિલમાં તપાસ ચાલતી હતી, ત્યારેજ માત્ર આ પત્રમાંનું સાદ્યંત લખાણ જાહેર થયું. તેનો સાર તો દક્ષિણ આફ્રિકાના લોકો કેટલાંક વર્ષથી જાણતા હતા (તેમજ લોબેન્ગુલાનો નાશ થયા પછી તેમાંની સરતો અમલમાં મુકવા માટે એક "લુટ કમીટી" સ્થાપિત કર્યાની વાત પણ જાણીતી હતી.) આ સાદ્યંત લખાણ ૧૯૨૦ માં ઍન્ટીસ્લેવરી ઍન્ડ ઍબોરિજીન્સ પ્રોટેકશન સોસાયટિએ પ્રસિદ્ધ કર્યું છે.

આ પત્ર કે જે હાય કમિશનર કે રાજમંત્રીની જાણ વિના લખવામાં આવ્યો હતો તેમાં ડૉ૦ જેમ્સને કંપની તરફથી જણાવ્યું હતું કે આગામી આક્રમણમાં ભાગ લેનાર પ્રત્યેક

સૈનિકને ૩૦૦૦ મોર્જન (પ્રાયઃ નવ ચોરસ માઇલ) જમીન આપવામાં આવશે. કંપનીને "કોઇ પણ સમયે" દર મોર્જને ૩ પૌંડના ભાવથી ખરીદવાનો હક્ક રહેશે. એટલા માટે આ બક્ષિસની ખરી કિમ્મત ૯૦૦૦ પૌંડ હતી. (કંપનીના દાવાઓની તપાસ માટે નિમાયેલા લૉર્ડ કેવના કમિશન સમક્ષ થોડા સમયપર એવી જુબાની પડી હતી કે લુટેલાં ઢોરો પઇકી પ્રત્યેકની કિમ્મત ૩૫ શિલિંગ ઉપજી હતી.) વળી પ્રત્યેક સૈનિકનો સુવર્ણ આવિષ્કરણના વીશ દાવાઓ પર હક્ક રાખ્યો હતો. પત્રમાં વિશેષ જણાવવામાં આવ્યું હતું કે "(૭) 'લુટ' નો અર્ધ હિસ્સો કંપનીના કબજામાં રહેશે અને શેષ અમલદારો તથા માણુસોને સરખે ભાગે વહેંચી આપવામાં આવશે."

માટાબેલે લોકો પાસે (જો તેમની ભુમી અને તેના ખનિજો બાદ કરીએ તો) લુટવા યોગ્ય સંપત્તિમાં માત્ર તેમનાં ઢોરોજ હતાં. એટલા માટે "લુટ" શબ્દનો પ્રયોગ તેમના સંબંધમાંજ કરવામાં આવ્યો હતો અને આપણે જોઇશું તેમ પુષ્કળ ઢોરો અંતે પકડવામાં આવ્યાં હતાં. સુવર્ણના વીશ દાવાઓ અને "લુટ" માંથી મળતા હિસ્સાની ચોખ્ખી કિમ્મત દર સૈનિકે ૧૦૦૦ પૌંડ ગણુવી એ બહુ ઓછી કિમ્મત આંકવા સમાન છે. પરંતુ તેની કિમ્મત એટલીજ ગણીએ તો પણ પાઠકો જોઇએ શકશે કે પ્રત્યેક સૈનિક આગળ બ્રિટિશ સંરક્ષણ ભોગવતી આ આફ્રિકન જાતિપર આક્રમણ કરવા માટે ૧૦૦૦૦ પૌંડ ભુમીના ૯૦૦૦ પૌંડ અને સુવર્ણ તથા ઢોરોના ૧૦૦૦ પૌંડની લાલચ ધરવામાં આવી હતી. ડબ્લ્યુ. એ. વિલિસ અને લેફ્ટેનન્ટ કોલિન્‌ગ્રીજના જણાવ્યા પ્રમાણે ઉકત પત્ર જે દિવસે લખવામાં આવ્યો તે દિવસે માટાબેલેલૅન્ડની સરહદ પર ૬૭૨ યુરોપિયન અને ૧૫૫ હિંદુસ્થાનના દેશી સૈનિકો એકત્ર કરવામાં આવ્યા હતા. જો કે આ કરાર અનુસાર દેશી સૈનિકોને પણ કેટલાક લાભો આપવામાં આવ્યા હતા તો પણ હું માત્ર યુરોપિયનોના લાભોનોજ

નિર્દેશ કરીશ. આ રીતે એકંદર ૬૭૨૦૦૦૦ પૌંડની સંપત્તિ લુટવાની હતી. આ રીતે માટાબેલે લોકોની આગળથી જપ્ત કરેલી ભુમી ૬૦૦૦ ચોરસ માઇલ કરતાં વિશેષ હતી. અર્થાત વેલ્સના ક્ષેત્રફળનો ૧/૬ ભાગ હતો. ભાવી લુટની આવી સર્વગ્રાહી યોજનાનો બીજો દાખલો આપણને ૩૬૭ વર્ષ પુર્વે મળશે. આ દાખલો પેરૂપર આક્રમણ કરવાને માટે પિઝારો, આલ્માગ્રો, ડીલક અને તેમના અનુયાયીઓ વચ્ચે થયેલા સુપ્રસિદ્ધ કરારનો છે.

જ્યારે ડૉ૦ જેમ્સન આ પ્રકારે આક્રમણ માટેની તૈયારી કરતો હતો—પાછળથી તેણે ઓછી સફલતા સહિત આજ પ્રકારનું આક્રમણ બોઅરોની ભુમીપર કર્યું હતું—ત્યારે એક પક્ષે લોબેન્ગુલા અને અન્ય પક્ષે હાય કમિશનર અને કૉલોનિયલ ઑફિસ યુદ્ધ થતું અટકાવવાને પોતાનાથી બનતા સર્વ પ્રયત્નો કરતાં હતાં. આ બાબતમાં હાય કમિશનર બહુ પ્રબલતાથી પ્રયત્ન કરતો હતો એમ કહી શકાશે નહિ. આ વાત ધ્યાનમાં રાખવી યુક્ત છે કે તે સ્થળેથી દુર હોવાથી અવશ્ય તેનું ચાલી શકતું નહોતું. વળી સનંદવાળી કંપનીનો મૅનેજર ચતુરાઇ પુર્વક ખોટી હકિકત રજુ કરવામાં સંપુર્ણતઃ પ્રવીણ હતો તેથી પણ તે લાચાર બન્યો હતો. લૉર્ડ રિપન કે જે લૉર્ડ નટસફર્ડની પછી રાજમંત્રી બન્યો હતો તેણે કૉલોનિયલ ઑફિસની ઇચ્છા નિર્ભ્રમ રીતે પ્રદર્શિત કરી હતી. તેણે ૨૬ મી ઑગસ્ટના એક ડિસ્પેચમાં જણાવ્યું હતું. "મહત્વની વાત એ છે કે બ્રિટિશ સાઉથ આફ્રિકન કંપનીએ લોબેન્ગુલાને કનડીને કોઇ એવું કામ ન કરવું જોઇએ કે જે મારે પાછળથી રદ કરવું પડે. વર્તમાન સંયોગોમાં તેનું કર્તવ્ય પોતાના કબજાના પ્રદેશનું સંરક્ષણ કરવું એટલુંજ હોવું જોઇએ. નામદાર મહારાણીની સરકાર તેને કોઇ આક્રમક કાર્યમાં ટેકો આપી શકશે નહિ"

પરંતુ બ્રિટિશ સાઉથ આફ્રિકા કંપની સરકાર અને સમાજમાં જે વજન ધરાવતી હતી તેને લીધે તેના માણસો

આ પ્રકારની ખાલી ધમકીઓથી આફ્રિકામાં કાર્ય કરતા અટકે એવો સંભવ નહોતો.

હમ્મેશાં લોબેન્ગુલાનું વર્તન હિમ્મત, મહત્તા અને બ્રિટિશ ન્યાય પર કરૂણાજનક શ્રદ્ધાથી અંકિત થયેલું જણાય છે. આ ગુણો "જંગલી લોકો" ના "સુધરેલા લોકો" સાથેના વિગ્રહના પ્રમાણભુત ઇતિહાસમાં કોઇ પણ પ્રકારે આ એકજવાર પ્રદર્શિત થયેલા નથી. કેપ્ટન લેન્ડીના હાથ નીચેના સૈનિકોએ પોતાના સૈનિકોની કત્લ કરી ત્યાર પછી તેણે કંપનીને તારદ્વારા જણાવ્યું "હું ધારતો હતો કે તમે સોનું કાઢવાને આવ્યા છો; પરંતુ હવે મને લાગે છે કે તમે માત્ર સોનું કાઢવાનેજ આવ્યા નથી, પરંતુ મારી પાસેથી મારા માણસોને અને મારા દેશને પણ લુટી લેવાને આવ્યા છો." રૂડ અને લિપર્ટ કન્સેશનો અનુસાર તેને જે માસિક એલાવન્સ આપવામાં આવતું હતું તે લેવાની તેણે ના પાડી, કારણ કે તેણે જણાવ્યું કે "એ મારા રૂધિરની કિમ્મત છે." તેણે વારંવાર હાય કમીશનરને વિનંતિઓ કરી. તેણે જણાવ્યું:–

"તમારાં માણસો જુઠી વાતો જણાવે છે. મારા માણસોને મારી નાંખીને કરેલા ગુન્હામાંથી છટકી જવા માટે તેઓ આ પ્રકારે બોલે છે. કેટલા ગોરા મુઆ હતા? તમારા માણસો મારાં જે ઢોર લઇ ગયા તે મને પાછાં આપવામાં આવ્યાં નથી, તેમજ જે માશોનાઓને શિક્ષા કરવાને મેં મારાં માણસો મોકલ્યાં હતાં તેઓ મારાં જે ઢોરો લઇ ગયા હતા તે પણ મને પાછાં મળ્યાં નથી. કદાચ આજ કારણથી તેમણે મારાં માણસોનો વધ કર્યો છે."

તેણે મહારાણી પર લખ્યું:–

"હું માનપુર્વક આપને જણાવવાની રજા લઉં છું કે આપે મને થોડા સમય પુર્વે જે સલાહ આપી હતી અર્થાત મારાં દેશમાં મારી અને ગોરાઓની વચ્ચે કાંઇ વિખવાદ થાય તો મારે આપને તે વાત જણાવવી એમ જે આપે જણાવ્યું હતું, તેનું હું હજી પાલન કરૂં છું."

પુર્વોકત કત્લ સંબંધી વર્ણન આપી (તેના આ વર્ણનને આપણે જોઇ ગયા તેમ પાછળથી સરકારી તપાસે ટેકો આપ્યો હતો) તેણે જણાવ્યું:—

"નામદાર મહારાણી, હું આપની તરફથી જે જાણવા માગું છું તે એ છે કે તમારા માણસો શા માટે મને મારી નાંખે છે? મારાં ચોરાયેલાં ઢોરો કે જે માશોનાલેન્ડમાં વસતા માશોનાઓના કબજામાં જોવામાં આવ્યાં તેમની મેં શોધ કરી તે માટે તમે મને મારી નાંખો છો? મેં બુલુવાયોના સઘળા ગોરાઓને મારા શબ્દો સાંભળવાને બોલાવ્યા છે અને એ પ્રકારે સ્પષ્ટ રીતે દર્શાવી આપ્યું છે કે હું જયારે આપ નામદારને પત્ર લખું છું ત્યારે હું તેમનાથી કશું છુપાવતો નથી."

લોબેન્ગુલા જાણતો હતો કે જો શાંતિ જાળવવામાં નહિ આવે તો તેની પ્રજાની કત્લ અને પાયમાલી થયા વિના રહેશે નહિ અને તેથી તે શાંતિ જાળવવાને આતુર હતો એ વાત તે સમયે અને ત્યાર પછી બુલુવાયોમાં રહેતા યુરોપિયનોએ કરેલા સંખ્યાબંધ જાહેર ઉલ્લેખોદ્વારા સિદ્ધ થાય છે. આ ઉલ્લેખો પૈકી ઘણા બ્લુ બુકોમાં જોવામાં આવશે. હાય કમીશનરે ડો૰ જેમ્સન પર મોકલેલા ડીસ્પેચો દર્શાવે છે કે તેને પોતાને માટા બેલે લોકોના શાસકની સહૃદયતાની ખાત્રી થઇ હતી.

કંપનીએ જરાપણ ડગ્યા વિના આક્રમણ માટેની પોતાની તૈયારીઓ ચાલુ રાખી. ૧૮ મી અકટોબરને દિવસે એક એવી ઘટના બની કે જેથી લોબેન્ગુલાની પુરેપુરી ખાત્રી થઇ હશે કે તેના દેશપર ઝઝુમી રહેલી આફતને દુર કરવાના તેના પ્રયત્નો મિથ્યા છે. તેણે પોતાના ત્રણ ઇન્ડુનાઓને હાય કમીશનર પાસે એલચી તરિકે મોકલ્યા હતા. તેઓ "સુરક્ષિતતાના વચન સાથે બ્રિટિશ છાવણીમાં આવ્યા. તેમના આગમનના દિવસે તે છાવણીમાં ત્રણમાંના બેનો આકસ્મિક રીતે વધ થયો.

અલબત, સાચી વાત એ હતી કે શાંતિ રાખવી કે યુદ્ધ કરવું એ પ્રશ્નનો નિર્ણય લોબેન્ગુલાના હાથમાં નહોતો. તેમજ

જ્યાં સુધી સામ્રાજ્યના અધિકારીઓ વસ્તુતઃ દૃઢ વલણ ધારણ કરવાનું પસંદ ન કરે–અને તેઓ દેખીતી રીતે તેમ કરવાનું નાપસંદ કરતા હતા–ત્યાં સુધી તે તેમના હાથમાં પણ નહોતો. તે સનંદવાળી કંપનીના હાથમાં હતો કે જેના આફ્રિકામાંના મુખ્ય પ્રતિનિધિએ સરહદ પર એકત્ર કરેલા લુટારાઓ-દ્વારા માટાબેલેલેન્ડને લુટાવવાની વ્યવસ્થા કયારની કરી મુકી હતી, જેણે હાય કમિશનર પર કેપ્ટન લેન્ડીના હાથ નીચેના સૈનિકો સાથે થયેલી ઝપાઝપીનો ખોટો રિપોર્ટ મોકલ્યો હતો અને જે લંડન તથા દક્ષિણ આફ્રિકાનાં વર્તમાનપત્રોને પોતાની યોજનાને ટેકો આપતાં કરવામાં ખંતપુર્વક રોકાઇ ગયો હતો. (પાછળથી જયારે તે ટ્રાન્સવાલ પર આક્રમણ કરવાની તૈયારી કરતો હતો ત્યારે પણ તેણે આજ પ્રકારે વર્તમાનપત્રોને હાથમાં લેવાનો પ્રયત્ન કર્યો હતો†) વસ્તુતઃ યુદ્ધ શરૂ થઇ ચુકયું હતું અને છેલ્લું બહાનું એ હતું કે કંપનીના એક ચોકીદાર પર માટાબેલે સ્કાઉટોએ ગોળી છોડી હતી અને એક મોટી સેના આક્રમણ કરે એવો સંભવ છે. "મોટી સેનાનું આક્રમણ" એ ભ્રમ નિવડયો અને કંપનીના ચોકીદાર પર ગોળી છોડયાની વાત કદિ પણ સિદ્ધ થઇ નહી.

ત્રણ માસ કરતાં ઓછા સમયમાં યુદ્ધનો અંત આવી ગયો. હજારો માટાબેલે લોકો મરણ પામ્યા. એક ૭૦૦ સૈનિકોની પલટણમાંથી ૫૦૦ મરણ પામ્યા હતા. ઘણા લોકો ઝેમ્બેસી

---

† કંપની જયારે ટ્રાન્સવાલ પર આક્રમણ કરવાની યોજના ઘડતી હતી ત્યારે દગાબાજીની આ પદ્ધતિનું અનુકરણ કરવામાં આવ્યું હતું. ૧૯૦૫ ના ડિસેમ્બરમાં જયારે હાય કમિશનરના જાણવામાં આવ્યું કે કંપનીની પોલિસ સરહદપર એકત્ર કરવામાં આવતી હતી ત્યારે તેણે હોડસને તારદ્વારા તેનું કારણ પુછ્યું. હોડસે ઉત્તર આપ્યો "કરકસરને માટે અને રેલ્વેનું સંરક્ષણ કરવાને માટે." એ દિવસ પશ્ચાત્ કંપનીના માણસોએ સરહદનું ઉલ્લંઘન કરી ટ્રાન્સવાલપર આક્રમણ કર્યું.

તરફ નાશી ગયા. તેઓ તાવ, દુષ્કાળ અને જંગલી પશુઓદ્વારા ભયંકર રીતે પીડિત થયા. કહે છે કે ગ્વેલોની ઉત્તરે પ્રાયઃ ૫૦ માઈલના અંતર પર આવેલા એક ઘીચ જંગલમાં તેમાંના ૧૮ જણને એક રાતમાં સિંહોએ ફાડી ખાધા હતા. લોબેન્ગુલા અદ્રશ્ય થઈ ગયો અને પુનઃ કદિપણ જોવામાં આવ્યો નહિ. આપણને આશ્ચર્ય થાય છે કે તેના પાદરી મિત્રોએ તેને જે દુરસ્થ મહા બળવાન મહારાણીને પુજતાં શીખવ્યો હતો તેના સલાહકારો તરફથી માત્ર ચાર વર્ષ પુર્વે તેને "તમારા દેશમાં સોનું કાઢવા આવેલા લોકો વિશ્વસનીય હોઈ તેઓ તમને અને તમારી પ્રજાને સતાવશે નહી" એવી ખાત્રી આપનારો જે સંદેશો મળ્યો હતો તેથી તેનો અશિક્ષિત જંગલી આત્મા કદિ મુંઝવણમાં પડયો હશે કે નહી? ભુલુવાયોને બાળીને ભૂમીશાયી કરવામાં આવ્યું. "લુટ"નો કરાર અમલમાં મુકવામાં આવ્યો. એક લેખક જણાવે છે "કરારદારો ઉત્તમોત્તમ ભૂમી અને સોનાની સારામાં સારી ખાણો શોધતા આખા દેશમાં વિખેરાઈ ગયા. તેઓ કાંતો પોતાને જોખમે કામ કરતા કે કાંતો મુડીદારોની સહાયથી કામ કરતા. જાન્યુઆરીના અંત સુધીમાં ૯૦૦ ઉપર ભૂમીના દાવાઓ નોંધવામાં આવ્યા અને તેમાંનો અર્ધ ભાગ રજીસ્ટર્ડ કરવામાં આવ્યો અને એટલાજ વખતમાં પ્રાયઃ ૧૦૦૦૦ સોનાના દાવાઓ રજીસ્ટર્ડ કરવામાં આવ્યા." ઢોરો પણ મોટી સંખ્યામાં જપ્ત કરવામાં આવ્યાં અને ઘણાં ટોળાંઓને સરહદ ઓળંગી બેકુઆનાલેન્ડમાં લઈ જવામાં આવ્યાં.

આ પાછલાં કામોથી કોલોનિયલ ઓફિસને ભારે ગુસ્સો ઉત્પન્ન થયોઃ લોર્ડ રિપને હાય કમિશનરને તારદ્વારા જણાવ્યું. "વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થતા તારોદ્વારા પ્રતીત થાય છે કે ડૉ૦ જેમ્સન માટાબેલેલેન્ડમાં કસ્બાઓ માટે સ્થાન નિશ્ચિત કરે છે અને તેમાંનો એક કસ્બો બુલુવાયો છે; મોકીદારોએ માટાબેલે લોકો પાસેથી મોટી સંખ્યામાં ઢોરો જપ્ત કરવાનું ચાલુ રાખ્યું છે. લોબેન્ગુલાના અનુયાયીઓ શિતળા અને ભુખ

ચરાથી મરણ પામે છે; અને માટાબેલે લોકો શસ્ત્ર નહી છોડે ત્યાં સુધી તેમને વાવેતર કરતાં અટકાવવામાં આવે છે. જો આ હકિકત સત્ય હોય તો આ પ્રશ્નનો અંતિમ નિર્ણય કરવામાં બહુ હરકત આવશે. સરકારનાં જાહેરનામાંઓ અને ઇરાદાઓની વિરુદ્ધ કામ કરવામાં આવે છે. તમારે જેમ બને તેમ શીઘ્ર રોડ-ઝની સાથે પત્રવ્યવહાર કરવો, તેને વસ્તુસ્થિતિ જણાવવી અને તેને ડો૦ જેમ્સનને એવી સુચના આપવાનું જણાવવું કે તમારો કાર્યક્રમ નરમ બનાવો અને ઢોરો લુટાતાં અટકાવવાનો પ્રયત્ન કરો અથવા તેમને ભવિષ્યમાં તેમના માલિકોને પાછાં સોંપવાની વ્યવસ્થા કરો.”

પ્રારંભથી આવાં સરકારી લખાણો જેમ અસરશુન્ય નિવડયાં હતાં તેમ આ પ્રતિરોધ પણ અસરશુન્ય નિવડયો. સનંદવાળી કંપની કોલોનિયલ ઓફિસની કિંચિત પણ દરકાર રાખતી નહોતી. તેને એટલો સારો અને એટલો વજનદાર ટેકો હતો કે સદ્‌હેતુવાળા પરંતુ મંદ પ્રતિરોધોથી તે લેશ પણ અસ્વસ્થ બનતી નહી. આ પ્રતિરોધો સંપુર્ણતઃ નિષ્ફળ હતા. માટાબેલે લોકોનાં ઢોરોની વાર્તા સવિશેષ બોધદાયક છે. સરકારી અડસટ્ટા અનુસાર આક્રમણના સમયે એંકદર ૨૦૦૦૦૦ ઢોરો હતા, ૧૮૯૫ ના પ્રારંભમાં તેમની સંખ્યા ઘટીને ૭૯૫૦૦ પર આવી અને તે વર્ષના ડિસેમ્બર માસમાં માત્ર ૭૨૯૩૦ ઢોરો રહ્યાં. આ તે સમયનો ખરો આંકડો જણાય છે. આ કુલ સંખ્યામાંથી કંપનીએ પોતાના કબજામાં ૩૨૦૦૦ ઢોરો રાખ્યાં અને શેષ બચેલા દેશીઓને આપ્યાં. આ પ્રકારે આક્રમણ સમયે ૨૦૦૦૦૦ ઢોરોનો અડસટો ખરો માનીએ તો બે વર્ષમાં તેમાંથી માત્ર ૪૦૯૩૦ ઢોરોજ બચ્યાં! આ વાત સ્મરણમાં રાખવી જોઇએ કે માટાબેલે લોકોના સંબંધમાં ઢોરો એ માત્ર સંપત્તિનું એક સાધન નહોતું પરંતુ પરમ આવશ્યક ખાદ્યપદાર્થ ઉત્પન્ન કરનારૂં સાધન હતું. ઢોરોનો ક્વચિતજ વધ કરવામાં આવતો, પરંતુ મકાઇ સાથે મિશ્રિત કરેલું તેમનું દુધ દેશના મુખ્ય ખોરાકો પૈકી એક ખોરાક

હતો અને ઉત્તર નાઇજીરિયામાં બને છે તેમ તેમના ખાતરનો કૃષિમાં ઉપયોગ કરવામાં આવતો હોય એવો સંભવ છે, જો કે મને તત્સંબંધી કાંઇ ઉલ્લેખ પ્રાપ્ત થયો નથી. (ઉત્તર નાઇજીરિયામાં ફુલાની ભરવાડો હોસા ખેડુતોની સાથે ઉન્હાળામાં તેમનાં ખેતરોમાં પોતાનાં ઢોરો બેસાડવા માટે કરાર કરે છે.)

હવેથી "ઢાલોવાળા નગ્ન માણસો" કંપની અને તેના શેરહોલ્ડરોના ગુલામો બન્યા, અને માશોનાઓ કે જેમનો માટાબેલે લોકોના અત્યાચારમાંથી ઉદ્ધાર કરવાનો દાવો કંપની કરતી હતી તેઓ તો કયારના તેમના ગુલામો બન્યા હતા. દક્ષિણ હોડેસિયાનું સુવર્ણ ખોદી કાઢવાનું હતું. માત્ર દેશીઓની મજુરીથીજ તે ખોદી કાઢી શકાય એમ હતું. પરંતુ આફ્રિકન લોકો જેઓ ભરવાડો અને ખેડુતો હતા તેઓ સુવર્ણ ખોદવાનું કામ પસંદ કરતા નથી. વળી માશોના લોકોથી ભિન્ન રુચિ ધરાવનાર માટાબેલે લોકો જમીનની નીચે કામ કરવા પ્રત્યે ખાસ તિરસ્કાર ધરાવતા હતા પરંતુ ઉચ્ચતર જાતિના સભ્યો આવા નિષેધ અને તિરસ્કાર પ્રત્યે લક્ષ્ય આપે એવી આશા હતીજ નહી. આથી કંપનીએ માટાબેલે લોકોને અત્યાર પુર્વે જે સંસ્કૃતિવિષયક લાભોથી નવા જ્યા હતા તેમાં તેણે શીઘ્ર એક એવી પ્રણાલિનો ઉમેરો કર્યો કે જેથી આ પાછળ પડેલા લોકોને ગમે તેવું અરોચક કાર્ય અન્યોના લાભને માટે કરવાથી મનુષ્યને પ્રાપ્ત થતી પ્રતિષ્ઠાનો પરિચય થયો.

દેશનો વિજય કર્યા પછી કંપનીએ ફરજીઆત મજુરી દાખલ કરી અને "ખેતરો" તથા ખાણોની ખિલવણી થતાં ગોરાઓની અનેકવિધ આવશ્યકતાઓ જેમ વધી તેમ ધીમે ધીમે તે વિશેષ સખ્ત બની અને તેનો વિસ્તાર અધિક વધ્યો. 'બુલુવાયો ક્રોનિકલ' ના ૨૨ મી ફેબ્રુઆરી ૧૮૯૬ ના અંકમાં એવો ઉલ્લેખ હતો કે "દેશી આડતીઆઓએ દેશી મજુરો લાવવામાં સારૂ કામ કર્યું છે. અકટોબર, નવેમ્બર અને

ડિસેમ્બર મહિનાઓ દરમ્યાન તેમણે માટાબેલેલેન્ડમાંના ખાણુના અને ઇતર પ્રકારના ઉદ્યોગોને ઓછામાં ઓછા ૯૦૦૦ છોકરાઓ પુરા પાડયા છે." ફેબ્રુઆરીની ૨૭ મી તારિખે મુખ્ય દેશી આડતીઆ ટેલરે બુલુવાયો ચેમ્બર ઓફ માઇન્સને જે પત્ર લખ્યો હતો તેમાં જણાવવામાં આવ્યું હતું કે "માટાબેલે લેન્ડના ભિન્નભિન્ન જીલ્લાઓમાંથી ખાણોના અને ઇતર પ્રકારનાં કામોને માટે કુલ ૯૧૦૨ દેશી મજુરો પુરા પાડવામાં આવ્યા છે." સેંકડો દેશીઓને પોલિસ ખાતામાં દાખલ કરવામાં આવ્યા અને તેમને શસ્ત્રો આપવામાં આવ્યા અને આફ્રિકામાં જ્યાં દેખરેખ સખ્ત ન હોય એવા પ્રત્યેક સ્થળે બને છે તેમ આ માણસોએ ઘણાં પાશવ કૃત્યો કર્યાં. જોઇતા મજુરો લાવવામાં અને નાશી ગયેલા મજુરોને પકડી લાવવામાં સહાય "કરવી એ તેમનું મુખ્ય કર્તવ્ય હોય એમ જણાય છે" માશોના લોકો નરમ પ્રકૃતિના હોવાથી માટાબેલે લોકો કરતાં તેમના પર તેઓ વિશેષ જુલમ કરતા હતા. ૧૮૯૮ માં આ પોલિસના સંબંધમાં લખતાં મી૦ એચ. સી. ટોમસને જણાવ્યું હતું: "આ માણસો દેશને આફતરૂપ છે. અને તુર્કસ્તાનના ઝેપ્ટીહોની પેઠે લોકોને કંગાલ બનાવવામાં અને બંડ ઉપસ્થિત કરવામાં અન્ય કોઇના કરતાં વીશેષ સાધનભૂત હોય છે." તત્પશ્ચાત્ પ્રસીદ્ધ થયેલા સર રીચર્ડ માર્ટીનના સરકારી રીપોર્ટમાં એવો ઉલ્લેખ છે કેઃ—

(૧) જો માશોનાલેન્ડમાં નહી તો માટાબેલેલેન્ડમાં તો નિઃશંક ફરજીઆત મજુરી અસ્તિત્વ ધરાવતી હતી.

(૨) સરકાર, માઇનીંગ કંપનીઓ અને ખાનગી વ્યકતીઓની ભીન્નભીન્ન આવશ્યકતાઓને માટે ભીન્નભીન્ન દેશી આડતીઆઓ તે પ્રકારના મજુરો લાવતા હતા.

(૩) દેશી આડતીઆઓ પ્રથમ ઇન્ડુનાઓ ( સરદારો ) મારફતે મજુરો મેળવવાનો પ્રયત્ન કરતા, પરંતુ જો તેમાં તેઓ નીષ્ફળ થતા તો તેઓ જોરજુલમથી મજુરો લઇ આવતા. માટાબેલે લોકોને સનંદવાળી કંપનીના ઠરાવેલા દરે કામ કરવું

પડતું. જો તેઓ નાશી જતા તો તેમને ફટકા મારવામાં આવતા અથવા અન્ય પ્રકારે શીક્ષા કરવામાં આવતી અને દેશી પોલીસ તેમનાપર જુલમ કરતી. આથી તેમને નિઃશંક લાગ્યું કે આગલાં દુઃખોમાં આ દુઃખોનો ઉમેરો થતાં (અને આ દુઃખ જાણે ઓછાં હોય તેમ ઢોરોમાં એક પ્રકારનો રોગ ફાટી નીકળ્યો હતો) જીવનમાં એટલો રસ રહેતો નથી કે પરતંત્રતાની ધુંસરી ફેંકી દેવાના પ્રયત્નમાં તે ગુમાવવાનો જોખમ ખેડવા યોગ્ય ન લાગે. સર રીચર્ડ માર્ટીન સમક્ષ જુબાની આપતાં મી૦ કાર્નેજી નામના સુપ્રસિદ્ધ પાદરીએ માટાબેલે લોકોનો મત આ પ્રકારે પ્રદર્શિત કર્યો હતો:-

"અમારો દેશ અમારા હાથમાંથી ચાલ્યો ગયો છે, અમારા ઢોરો ગયાં છે, અમારા લોકો વીખેરાઇ ગયા છે, હવે અમારી પાસે એવી કોઇ પણ વસ્તુ નથી કે જેને ખાતર અમે જીવીએ, અમારી સ્ત્રીઓ અમને તજીને ચાલી જાય છે, ગોરાઓ તેમની સાથે જેમ ફાવે તેમ વર્તે છે, અમે ગોરાઓના ગુલામો છીએ, અમે યઃકશ્ચિત બની ગયા છીએ, અમારા કોઇપણ પ્રકારના હકકો કે કાયદાઓ રહ્યા નથી." આથી ૧૮૯૬ ના માર્ચ માસમાં ડૉ૦ જેમ્સને જ્યારે લોબેન્ગુલા પર કરેલો પ્રયોગ પ્રેસીડેન્ટ ક્રુગરના વીશેષ મજબુત શરીર ઉપર અજમાવવાના હેતુથી દેશમાંથી ગોરા લડવૈયાઓને ખેંચી લીધા ત્યારે તે તકનો લાભ લઇને માટાબેલે લોકોએ બંડ કર્યું અને પાછળથી માશોના લોકોએ પણ બંડ કર્યું. આ બળવાઓ છુટાછવાયા હતા, સાર્વત્રિક નહોતા. કાળા લોકોએ જેમ સાધારણ રીતે બને છે તેમ છુટાછવાયા સાંસ્થાનીકો અને તેમનાં કુટુંબોનો વધ કર્યો હતો અને શીસ્ત રહીત સ્વયંસેવકોની ટોળીઓએ હમ્મેશના નિયમ પ્રમાણે ગભરાઇ જઇ સદોષ અને નીર્દોષ કાળા લોકોની એકસરખી રીતે કત્લ કરી હતી. આના સંબંધમાં 'માટાબેલે ટાઇમ્સે' કેટલાક સ્પષ્ટ શબ્દો સંભળાવ્યા હતા.

"નજરે પડે તે કાળા માણસને ગોળીથી વીંધી નાંખવાનો સીદ્ધાંત બહુ ખરાબ છે. આપણે અત્યાર સુધી તેમ કરતા આવ્યા છીએ, આપણે દેશીઓનાં ગામો બાળી નાંખ્યાં છે, અને દેશીઓ કાળા હોવાથીજ નાસતા દેશીઓ પર ગોળી છોડી છે. નજરે પડે તે દેશીને ગોળીથી વીંધી નાંખવાની નીતી ચાલુ રહેશે તો તેથી દેશીઓ માત્ર બળવાખોરોની પંક્તિઓમાં અધીકાધીક ભળતા જશે."

માટાબેલે લોકોના બળવાને લડવૈયા લોકોને પુરેપુરા તાબે ન કર્યા તેનું અનીવાર્ય પરીણામ ગણવામાં આવ્યું, પરંતુ જ્યારે બીકણ માશોનાઓએ તેમનું અનુકરણ કર્યું ત્યારે દેખીતી રીતેજ એવું કોઇ બહાનું પુરતું થઇ પડ્યું નહી. બળવા પુર્વે માશોના લોકો અને માટાબેલે લોકો પ્રત્યે ચલાવવામાં આવેલા વર્તનના સંબંધમાં પાદરીઓ તથા અન્યોએ ઘણો પ્રકાશ નાંખ્યો છે. આના સંબંધમાં સર રીચર્ડ માર્ટીનનો રીપોર્ટ તથા એબોરીજીન્સ પ્રોટેક્શન સોસાયટીએ પ્રસીદ્ધ કરેલા ગ્રંથો વાંચવાથી ઘણી હકીકત જાણવામાં આવશે. સામાન્ય વર્તન વીષે તો અમે ઉલ્લેખ કર્યોજ છે, પરંતુ લોહી ઉકળી ઉઠે એવી ઘણી વીગતો ઉપરોક્ત ગ્રંથોમાં પ્રાપ્ત થશે. સોલ્સબરીનો વેસ્લીયન ધર્માચાર્ય આરાધ્ય જોન વ્હાઇટ ૧૮૯૬ ના સપ્ટેમ્બરની ૩૦મી તારીખે 'મેથોડીસ્ટ' 'ટાઇમ્સ'પર લખેલા એક પત્રમાં કંપનીના એક અમલદારનો દાખલો ટાંકે છે કે જેણે શીક્ષા કરવાની ધમકીઓ આપીને એક દેશી સરદારને તેની પુત્રી રાખ તરીકે તેને આપવાની ફરજ પાડી હતી. તે જણાવે છે.

"મેં આ વાત એડમીનીસ્ટ્રેટરના કાનપર નાંખી અને આરોપી ગુન્હેગાર સીદ્ધ થયો. અલ્પ સમય પશ્ચાત તેણે દેશનો ત્યાગ કર્યો પરંતુ આ ગુન્હો એટલો ક્ષુલ્લક જણાયો કે નવ માસમાં તે પાછો આવ્યો અને બળવાખોરોને શીક્ષા કરવા માટે ઉપસ્થિત કરેલી સેનામાં તેને એક અધીકારી તરીકે નીમુક્ત કરવામાં આવ્યો."

આ "સાંસારીક" પ્રશ્નના સંબંધમાં અતિશયોકિત કરવી સ્હેલી છે અને નીઃશંક તે સમયે અતીશયોકિત ભરેલા આરોપો મુકવામાં આવતા હતા. દેશી સ્ત્રીઓ અને ગોરા આ ક્રમણકારો વચ્ચેના સંબંધો હમ્મેશાં અનીતીયુકતજ હોવાના; અને દેશ પરકીય સત્તા નીચે ગયા પછી જાતીય તથા કૌટુમ્બિક સત્તાનો જે નાશ થાય છે તેથી હમ્મેશાં સાંસારીક અધોગતિ થાય છે. પરંતુ ત્યારે પણ કેટલીક સ્વિકૃત મર્યાદાઓ હોય છે અને મી૦ વ્હાઇટ જે એક ઘટનાનું વર્ણન આપે છે તે આખા દેશને ઉશ્કેરી મુકવાને પુરતી છે. અને આ પ્રકારની ઘટના કાંઇ એકજ બની નહોતી. દેશી પોલીસ સ્ત્રીઓ પર વારંવાર હુમલા કરતી હતી. મી૦ વ્હાઇટ વળી ત્રણ સરદારોની કતલની એક હૃદયભેદક વાત વર્ણવે છે. આ સરદારોને એક વેસ્લીયન મીશન સ્ટેશનની હદમાંથી એક દેશી પોલીસમેનનું ખુન કરવામાં ભાગ લેવાના આરોપથી પકડવામાં આવ્યા હતા. મી૦ ટોમસન જણાવે છે: "મી૦ વ્હાઇટના વર્ણવેલા બનાવો વીષે મેં તપાસ કરી હતી અને આ બનાવો ખાસ કરીને ભયંકર હતા." માશોના લોકોનાં ઢોરો જયાં જયાં મળે ત્યાં ત્યાંથી લુટી લેવામાં આવતાં હતાં અને મી૦ વ્હાઇટ જણાવે છે: "ઘણા જીલ્લાઓમાં જયાં પુર્વે પુષ્કળ ઢોરો મળતાં હતાં ત્યાં હવે એક પણ ભાગ્યેજ અસ્તિત્વ ધરાવે છે."

શહેનશાહી સત્તાવાળાઓએ બંડને પાદાક્રાંત કર્યું તેથી પુષ્કળ દેશીઓ માર્યા ગયા અને ઘણી ભયંકર ઘટનાઓ બની. બીજી ઘટનાઓ ભેગી એક ઘટના એ બની હતી કે જે ગુફાઓમાં માશોના લોકોએ આશ્રય લીધો હતો તેમને ડાઇનેમાઇટથી ઉડાડી દેવામાં આવી હતી. બંડનું જોર ભાગી ગયા પછી દીર્ઘકાળ સુધી સમગ્ર દેશમાં માણસોને ગોળીથી વીંધી નાંખવામાં આવતા હતા અને લોકોને વારંવાર ફાંસી દઇને મારી નાંખવામાં આવતા હતા. મી૦ ટોમ્સન જણાવે છે: "જયારે હું રહોડેસીયામાં હતો ત્યારે દેશી આડતીઆઓ અને દેશી પોલીસમેનો પ્રત્યેક દિશામાં આ દુ:ખી કંગાલોને શોધતા ફરતા

હતા. ચુલુવાયો અને સોલ્સબરીમાં ઘણા માણસોને ફાંસીને લાકડે ચઢાવી દેવામાં આવ્યા હતા અને મુકર્દમાઓ હજી ચાલતા હતા."

× × × ×

આ ઘટનાઓ બન્યા પછી સનંદવાળી કંપનીએ અંશતઃ લીપર્ટ કન્સેશન (અમે જણાવી ગયા તે પ્રમાણે પ્રિવિ કાઉન્સીલની જ્યુડીશીયલ કમીટીએ આ કરારને હવે કંપનીના "અનર્પિત" ભુમીના દાવાના સંબંધમાં "નકામો" ઠેરવ્યો છે) ના આધારે અને અંશતઃ સૈનીક વીજયના આધારે "અનર્પિત" ભૂમી પોતાની માની દક્ષિણ હ્રોડેસીયાની ભૂમી જાણે સંપુર્ણતઃ દેશીઓના કબજામાંથી નીકળી ગઇ ન હોય અને જાણે તે કંપનીના શેરહોલ્ડરોની સંપત્તિ બની ન હોય તે પ્રકારે તેના સંબંધમાં વ્યવહાર કરવા માંડયો છે. તેણે ભૂમીને "આર્પત" અને "અનર્પિત" એવા ભાગોમાં વીભકત કરી છે. જે ભૂમી ગોરાઓની માલીકીની હોય અને તેમના કબજામાં હોય તે "અર્પિત" ભૂમી કહેવાય છે. "અર્પિત" ભુમી ઉપર વસતો કોઇ પણ દેશી કબજા અને માલીકીવાળા ગોરાને દર વર્ષે ૧ પૌંડ આપે છે અને તે શીવાય કંપનીને માથાવેરાનો દર વર્ષે ૧ પૌંડ આપે છે. "અનપીંત" ભુમી ગોરાઓની માલીકીની નથી તેમ તેમના કબજામાં નથી અને તેમાં દેશી "રીઝર્વ્ઝ" નો સમાવેશ થાય છે. રીઝર્વ્ઝમાં રહેતા દેશીઓ દર માણસે દર વર્ષે કંપનીને માથાવેરાનો ૧ પૌંડ આપે છે. રીઝર્વ્ઝની બહારની "અનર્પિત" ભુમી પર રહેતા દેશીઓ દર માણસે દર વર્ષે કંપનીને ૧ પૌંડ કર તરીકે આપે છે અને બીજો ૧ પૌંડ રહેવાના હકકને માટે આપે છે. રીઝર્વ્ઝની બહારની આ "અનર્પિત" ભુમીના ટુકડાઓ દેખીતી રીતે કોઇ પણ ક્ષણે કોઇ પણ ગોરો હસ્તગત કરી શકે છે. અલબત્ત, શરત એટલી કે તેણે કંપનીની મંજુરી મેળવવી. આવા હસ્તગત કરેલા ભુમીના ટુકડાઓ ઉપર વસતા દેશીઓને દર વર્ષે માથાદીઠ ૧ પૌંડ ગોરા માલીકને ભરવાનો હોય છે અને માથાદીઠ ૧ પૌંડ કંપનીને ભરવાનો હોય છે. આ પ્રકારે આ

અસંબાકારક સ્થિતી ઉત્પન્ન થઇ છે. કોઇ પણ અંગ્રેજ સંબંધ-વાળી કંપનીની લંડનની ઓફીસોમાં જવું અને દક્ષિણ હ્રોડેસીયામાં આવેલા "અનર્પિત" ભુમીના અમુક ટુકડાને માટે બેલાશક અરજી કરવી અને દક્ષિણ આફ્રિકામાં એક આડતીઓ રાખવો. જો તે કંપનીને તેની કીમ્મત આપવાને રાજી હોય તો તે તે ટુકડો ખરીદી શકે છે અને ભાડું ઉઘરાવવાને માટે આફ્રિકામાં આવશ્યક સ્થાનીક વ્યવસ્થા કરીને તે તેની દુરસ્થ મીલ્કત પર વસતા પ્રત્યેક નર જાતીના દેશીને દર વર્ષે તેના આડતીઆને ૧ પૌંડ આપવાની ફરજ પાડી શકે છે. વસ્તુતઃ તે માનવપશુને તેમજ જે ભુમીપર તે વસે છે અને જે પર તેની પુર્વે તેના પુર્વજો પેઢીઓની પેઢીઓ સુધી વસ્યા હશે તેને ખરીદે છે.

વસ્તુસ્થિતિ આ પ્રમાણે છે. દક્ષિણ હ્રોડેસિયાની દેશી વસ્તી આજે ભુમી કે જલપર કાંઇપણ હકક ધરાવતી નથી. તેને મહેરબાની તરીકે અને ભુમીના ભાગો અનુસાર અમુક સરતોથી રહેવા દેવામાં આવે છે. દેશીઓ કોઇ સ્થાન પર સુરક્ષિત હકક ધરાવતા નથી, રીઝર્વ્ઝ પર પણ તેમનો હકક નથી, રીઝર્વ્ઝને હમ્મેશાં વીભકત કરવામાં અને બદલવામાં આવે છે અને તેમાંથી દેશીઓને હમ્મેશાં "યોગ્ય કારણ" બતાવી કાઢી મુકી શકાય છે. ૧૯૧૭ માં એક "રીઝર્વ કમીશન" નીયુકત કરવામાં આવ્યું હતું. કમીશનને નીષ્પક્ષપાત મંડળ ધારવામાં આવે છે. ઉકત કમીશનનો પ્રમુખ "લુટ" ના કરારદ્વારા લાભ મેળવનારાઓ પૈકી એક હતો. તેની પ્રવૃત્તિઓનું પરિણામ અત્યાર સુધીમાં એ આવેલું જણાય છે કે રીઝર્વ્ઝ બહુ ઘટી ગયા છે. રીઝર્વ્ઝ બહારની "અનર્પિત" ભુમીમાં વસતા દેશીઓ પ્રત્યેના કંપનીના વલણ અને દેશીઓની સ્થિતિની સંક્ષીપ્ત સમાલોચના કંપનીના એક રીપોર્ટમાંથી લીધેલા નીચેના અવતરણમાં પ્રાપ્ત થાય છે:–

"દેશીઓને કંપનીની અનર્પિત ભુમી ભાડે લેવાદેવાની વર્તમાન પ્રણાલી પ્રત્યે અમને કાંઇ વાંધો જણાતો નથી. તે ભુમીમાં તેમને માત્ર તત્કાલને માટેજ વસવા દેવામાં આવે છે; આ ભુમી સાંસ્થાનીકો શીઘ્રતાથી લેતા જાય છે, તેમની સાથે દેશીઓને નવા કરાર કરવા પડે છે અથવા ભુમીનો ત્યાગ કરવો પડે છે."

કોઇ આ મુખ્ય સત્યનો અસ્વિકાર કરવાનો પ્રયત્ન કરતું જણાતું નથી કે આ ૭૦૦૦૦૦ દેશીઓને ભુમીના માલીકોમાંથી અચોકકસ ભાડુતોમાં ફેરવી નાંખવામાં આવ્યા છે.

વિવાદ માત્ર વિગતના મુદ્દાઓના સંબંધમાંજ છે. એવો દાવો કરવામાં આવે છે કે સરકારે કરેલા કાયદામાં દેશી વસ્તીને પુરતી જમીન આપવાની વ્યવસ્થા રાખેલી છે અને એવો નીયમ રાખેલો છે કે જે દેશીઓને જમીન આપી હોય તેમને "સંપૂર્ણ તપાસ" કર્યા વીના કાઢી મુકવામાં આવશે નહી. વળી એવો પણ દાવો કરવામાં આવે છે કે રીઝર્વ્ઝ પુરતા છે. આ સંરક્ષક નીયમો જે કાગળ પર લખવામાં આવ્યા છે તે કાગળ જેટલી કિમ્મત પણ તે ધરાવતા હોય અને બીજું કથન સત્ય હોય તો પણ તેથી મુખ્ય ફરીયાદનો નીવેડો થતો નથી. વસ્તુતઃ એક કથનની કાર્યસાધકતા અને બીજાની સત્યતા વીષે શંકા લાવવાનું બહુ દ્રઢ કારણ છે. આ વાત સત્ય છે કે રીઝર્વ્ઝ બહુ મોટા છે. આ વાત પણ સત્ય છે કે કંપનીના પોતાના એક કમીશનની તપાસ અનુસાર "કેટલાક રીઝર્વ્ઝ" "ભુમીનો મોટો ભાગ અફળરુપ છે એટલુંજ નહી પરંતુ તેમાં પાણીની તંગી છે" અને કેટલાંક સ્થાનો મનુષ્યોના વસવાટને માટે બીલકુલ નાલાયક છે. ૧૯૧૭ વાળા રીઝર્વ્ઝ કમીશને એક જવાબદાર અમલદારના એવા અડસટ્ટાની નોંધ લીધી છે કે "દક્ષીણ હ્રોડેસીયાના કુલ ક્ષેત્રફળનો ૫ ટકા ભાગ ગ્રેનાઇટનો બનેલો છે" અને ઉકત કમીશને પોતાનો એવો અભીપ્રાય આપ્યો છે કે "આ અડસટ્ટો સત્યથી દુર નથી." 'સનંદવાળી કંપની એવી દલીલ કરે છે કે દેશીઓ ગ્રેનાઇટવાળી ભુમીને વીશેષ પસંદ કરે છે: એન્ટીસ્લેવરી એન્ડ એબોરીજીન્સ પ્રોટેક્શન સોસાયટી આનો ઉત્તર આ પ્રમાણે આપે છે: "આ પ્રદેશોમાં જવા કરતાં પ્રાયઃ ગમે તે કીમ્મત આપવાને દેશીઓ રાજી છે. સનંદવાળી કંપની આવી તે પુર્વે દેશીઓ આ ગ્રેનાઇટવાળા પ્રદેશો પર વસવાટ કરવાની પ્રત્યેક સંધી ધરાવતા હતા, પરંતુ તેઓ જાણી જોઇને ત્યાં ગયા ન હોતા."

× × × ×

લુટી લેવાની અને કાઢી મુકવાની આ સંપુર્ણતઃ અન્યાયી નીતીની તપાસ કોલોનીયલ ઓફીસે ૧૯૧૪ પર્યંત કરી હોય એમ જણાતું નથી. જયારે આ વાત લક્ષ્યમાં રાખવામાં આવે છે કે કંપનીને આપેલી સનંદમાં એવી સ્પષ્ટ સરત કરેલી છે કે "ખાસ કરીને ભુમી લેવી, કબજામાં રાખવી,

આપવી અને તેની વ્યવસ્થા કરવી એ બાબતમાં" દેશી રિતરિવાજો અને કાયદાઓ પર સંભાળપુર્વક લક્ષ આપવું ત્યારે કંપનીનાં કામકાજો પ્રત્યેની સરકારની બેદરકારી વીશેષ ખુલ્લી પડે છે.

૧૯૧૪ માં લોર્ડ હાર્કોર્ટ કે જે તે વખતે સંસ્થાનોનો મંત્રી હતો અને જે આફ્રીકાના દેશીઓના હકકોના પ્રશ્નોમાં ખરો અને સહાનુભુતી ભરેલો રસ લેતો હતો તે દક્ષીણ હ્રોડેસીયાની સંપુર્ણ "અનર્પિત" ભુમી કબજામાં લેવાના કંપનીના દાવાની સામે થયો અને તેણે તે તકરાર પ્રિવિ કાઉન્સિલની જ્યુડીશીયલ કમીટી સમક્ષ મુકી. ૧૯૧૮ ની વસંત ૠતુમાં નામદાર લોર્બર્ન, ડ્યુનેડીન, એટકીન્સન, સમર અને સ્કોટડીકસન સમક્ષ આ કેસપર વાદવિવાદ ચાલ્યો. ધિ એન્ટીસ્લેવરી એન્ડ એબોરીજીન્સ પ્રોટેકશન સોસાયટીએ મી૦ લેસ્લી સ્કોટ કે. સી. ને દેશી વસ્તીના હકકોનો બચાવ કરવાને વકીલ તરીકે રોકયા. ફેસલા અનુસાર કંપનીએ ૭ કરોડ ૩૦ લાખ એકર "અનર્પિત" ભુમીપર કરેલો માલીકીનો દાવો રદ થયો અને તે ભુમી દેશી વસ્તીના ટ્રસ્ટી તરીકે બ્રિટિશ તાજને મળી.

અસ્તુ. પરંતુ આ ફેંસલા અનુસાર રાજનીતી ઘડવામાં આવશે કે? અને બ્રિટિશ તાજ પોતાના વાલીપણાનો અર્થ શું કરવા માગે છે? દેશીઓની પ્રત્યક્ષ સ્થિતિમાં કાંઇપણ ફેરફાર થયેલો જણાતો નથી. લોબેન્ગુલાના કુટુંબે થોડા સમય પર મહારાજા જયોર્જને એક અરજી કરી હતી તેમાં દેશીઓની સ્થિતિનું યથાવત વર્ણન કરવામાં આવ્યું છે. આ અરજીમાં અરજદારો જણાવે છે:

"માજી રાજા (લોબેન્ગુલા) ના કુટુંબનાં માણસો, અરજદારો, અને અમારી જાતિના કેટલાક સભ્યો હાલમાં ગોરા સાંસ્થાનીકોને વ્હેંચી આપેલાં ખેતરોમાં વીખેરાઇ ગયેલા છે અને તેમને વ્યવહારતઃ આ અસ્તવ્યસ્ત સ્થિતિમાં હાંકેલા પ્રકારની ગુલામીમાં રહેતા ભટકતા લોકો બનાવી દેવામાં આવ્યા છે. તેમને પર્મીટ કે પાસ વીના એક ખેતરમાંથી બીજા ખેતરમાં કે એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં જવા દેવામાં આવતા નથી અને તેમને વ્યવહારતઃ માટાબેલેલેન્ડમાં વસવાટ કરવાના

બદલામાં આ ખાનગી ખેતરોમાં મજુરી કરવાની ફ
રજમાં આવે છે."

× × × ×

બર્ક ઇસ્ટ ઇન્ડિયા કંપનીના દુર્વર્તન સામે ગર્જના કરી ત્યાર પછી આ વાર્તામાં જણાવેલાં ભયંકર દુષ્કૃત્ય જેવા કોઇ પણ દુષ્કૃત્યે બ્રિટિશ સાંસ્થાનીક ઇતિહાસને કલંકીત કર્યો નથી. અંગ્રેજોના સ્વદેશબંધુઓએ ગત પચ્ચીસ વર્ષો દરમ્યાન આફ્રિકાના ઘણા ભાગોમાં ઘણું કામ એવું કર્યું છે કે જેને માટે તેઓ અભીમાન લઇ શકે. ખાસ કરીને નાઇજીરીયામાં અને ગોલ્ડ કોસ્ટમાં બ્રિટિશ શાસનની ઘણી પ્રશંસા થઇ છે અને તેને માટે તે લાયક છે. પરંતુ હ્રોડેસીયામાં જે અત્યાચાર ચાલુ રહ્યો છે તે અસહ્ય રાષ્ટ્રીય કલંક છે. રીઝર્વ્ઝમાં રહેતી દેશી વસ્તીને સુરક્ષિત હકક આપવો એ દક્ષિણ હ્રોડેસીયાના દેશીઓને કરેલા અન્યાયો પૈકી નાનામાં નાનો અન્યાય દુર કરવા સમાન છે. વળી રીઝર્વ્ઝમાંથી એક ઇંચ પણ જમીન ગોરાઓને આપવી ન જોઇએ, તેમાંથી અનીવાર્ય ઉપયોગના સાર્વજનીક કાર્યને માટેજ અને ગોરાઓની માલીકીની જમીનને લાગુ પડતી સરતોથીજ જમીન લેવી જોઇએ. તદુપરાંત રીઝર્વ્ઝની બહારની "અનર્પિત" ભુમીમાં જયાં જયાં દેશીઓ વસતા હોય ત્યાં ત્યાં તેમને ગામો, ખેડાણ જમીન, ગૌચરણની જમીન અને પાણીની સગવડ આ ભુમીમાં મળવી જોઇએ. તેમને યાવચ્ચંદ્ર દીવાકરો વસવાટનો હકક મળવો જોઇએ.

સનંદવાળી કંપનીને દુર કરવી જોઇએ અને કંપનીના શેરહોલ્ડરોના લાભને માટે ભારે 'બદલા'ની રકમોના રૂપમાં બ્રિટિશ કર ભરનારને નીચોવવામાં આવે તે પુર્વે (એમ જણાય છે કે બ્રિટનવાસીઓને જે રકમો આપવાની છે તેમાં એક ૨૫૦૦૦૦૦ પૌંડની રકમ છે કે જે કંપનીએ માશોના અને માટાબેલે લોકો સાથે કરેલાં યુધ્ધોનો ખર્ચ છે!) પાર્લામેંટે કંપનીના શાસન તથા નાણાવીષયક ઇતીહાસની જાહેર અને બારીક તપાસ કરવાનો આગ્રહ કરવો જોઇએ.

# કોંગ્રેસનું વાજીંત્ર.

# હીન્દુસ્થાન. હીન્દુસ્થાન. હીન્દુસ્થાન.

સુજ્ઞ બાહેન / બન્ધુ

દેશ અત્યારે સ્વરાજ્ય મેળવવા એક પગે તત્પર થયેલ છે, અસહકાર રૂપી પરમ સાત્વિક શસ્ત્ર તે ઉગામી રહ્યો છે, અને મ૦ ગાંધીની સરદારી નીચે જ્યાં ત્યાં નિજ વીજય પતાકા ફરકાવે છે. આ સમય સ્વાર્થ ત્યાગનો, સમભાવનો, અને દાનવીરતાનો છે. અમારૂં પત્ર દૈનિક તેમજ અઠવાડીક હીન્દુસ્થાન એજ ભાવનાઓ આજ જગત્ સમક્ષ ધરી રહેલ છે. ગુજરાતીમાં હાલ પ્રગટ થતું એકજ દૈનિક પત્ર છે, જેમાં દેશવિદેશના મહા પ્રશ્ન ચર્ચા, સામ્યવાદનું સ્વરૂપ અને માનવ એકતાના મંત્રો હરનિશ ફુંકાઇ વાચકનાં બુદ્ધિ હૃદય અને આત્માની ઉન્નતિ સધાઇ રહે છે અને તે પણ બહુજ સસ્તી રીતે. ગુજરાતી ભાષામાં પ્રસીદ્ધ થતા કોઇપણ દૈનીક પત્ર કરતાં હીન્દુસ્થાનનું લવાજમ છેકજ ઓછું છે. અમારી ઉમેદ જાહેર વાચનનો પ્રચાર કરવાની હોઇ કેવળ સસ્તું સાહીત્યજ સમાજ સમક્ષ મુકીએ છીએ અને આશા રાખીએ છીએ કે આજને આજજ આપ તેના ગ્રાહક રૂપે નામ નોંધાવવા કૃપા કરશોજી.

જમાનો એટલો આગળ વધતો જાય છે કે એક દીવસ સમાચાર જાણ્યા વીના રહ્યાથી માનસીક દરિદ્રતા ભોગવતા ન હઇએ એમ સહજ જણાય છે તો જરૂર અમારા દૈનીકના અને જો તેમ ન બને તો અઠવાડીકના તો જરૂર ગ્રાહક થઇ શકશો એવી પ્રાર્થના કરીએ છીએ. લવાજમના દર નીચે પ્રમાણે છેઃ—

## લવાજમના દર.

| | મુંબઈ | બહારગામ. | પ્રદેશ. |
|---|---|---|---|
| દૈનીક ૧ વર્ષના | ૨૦ | ૨૫ | ૩૨. |
| ,, ૬ માસના | ૧૨ | ૧૫ | ૨૦. |
| ,, ૩ માસના | ૭ | ૮ | ૧૨. |

છુટક નકલ સવા આનો—શનીવારે દોઢ આનો.

## દર રવીવારે પ્રગટ થતું અઠવાડીક.

| | | | |
|---|---|---|---|
| અઠવાડીક વર્ષના | ૪ | ૪॥ | ૭. |

છુટક નકલ સવા આનો.

મેનેજર હીન્દુસ્થાન.

૧૨-૧૬, બેન્ક સ્ટ્રીટ, કોટ, મુંબાઇ.

# હિંદુસ્થાન પ્રેસમાં વેચાતા પુસ્તકોનું લીસ્ટ.

---

| | |
|---|---|
| નિપુણચંદ્ર ... ... ... .... | ૧—૮—૦ |
| દાસી કન્યા ... ... ... ... | ૧—૦—૦ |
| પુષ્ટિમાર્ગનો ઇતિહાસ... .... ... | ૦—૧૨—૦ |
| National Education ... ... | ૦—૪—૬ |
| સર શંકર નાયરની મીનીટ બુક ગુજરાતીમાં | ૦—૪—૦ |
| ,, ,, ,, ,, ઇંગ્રેજીમાં | ૦—૪—૦ |
| બ્રાહ્મણ જ્ઞાતિનો ઇતિહાસ ... ... | ૦—૪—૦ |
| રણયજ્ઞ ... ... ... ... | ૧—૦—૦ |
| ઓન૦ પટેલનું બીલ ... .... ... | ૦—૨—૦ |
| નવિન વિચાર ... ... ... ... | ૦—૨—૦ |
| ભ્રમનાશક ... ... ... ... | ૧—૮—૦ |
| ધર્માચાર્યોનો વિખવાદ ... ... ... | ૦—૨—૦ |
| સંધ્યોપાસના .... ... ... ... | ૧—૮—૦ |
| ઋગ્વેદ મેં રુદ્ર દેવતા ... ... ... | ૦—૧૦—૦ |
| જેની માલિકની મરજી રવીન્દ્રનાથ ટાગોરના... લેખનું ઉત્તમ ભાષાંતર ... ... | ૦—૨—૦ |
| નવા જુગના જુવાન આ પુરૂષો ... ... | ૦—૩—૦ |